


પ્રતાપી મંત્રીયોધના

હૃદયદ્રાવક વધના પરિણામમાં ઉદ્દ્ભવેલા

સંકટસમયે

વડોદરાના ગાયકવાડ રાજકુળે

દીવાન-કુટુંબપ્રતિ

જે મિત્રભાવના રાખી પ્રત્યક્ષ કરી બતાવી હતી

તેના કૃતજ્ઞતાદર્શક

સ્મરણાર્થ

આ લઘુ ઐતિહાસિક પુસ્તક

શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ જી. સી. એસ. આઇ.

સેનાખાસખેલ સમશેર બહાદૂરના ચરણારવિંદમાં ધરતાં

ઋણમુક્ત થાઉં છું,

આપનો આજ્ઞાંકિત સેવક,

જ. મુ. જોષીપુરા.

# પ્રકાશકની પ્રસ્તાવના.

આપણા દેશવીર મંત્રીયોધ દીવાન અમરજીની જીવનકથાનું પુસ્તક અમારા ગુર્જર બંધુઓની સમક્ષ મુકતાં અમોને સહેજ આનંદ થાય છે.

નાગર જ્ઞાતિના લાભાર્થ અમારા તરફથી નીકળતા " ત્રિમાસિક " પત્રના જે ઉદ્દેશો છે તેમાં નાગર જ્ઞાતિના ઇતિહાસને લગતા વિષયનો પણ સમાવેશ કરવામાં આવેલો છે; પરંતુ અદ્યાપિ પર્યંત અમારો તે ઉદ્દેશ જોઇએ તેવી રીતે ફલીભુત થઇ શકેલો નહિ. આ વર્ષમાં એ ઉદ્દેશ ફલીભૂત થતો જોઇને અમોને તેમજ ઇતર જ્ઞાતિબંધુઓને હર્ષ થાય એ જો કે કેવળ સ્વભાવિક છે, તથાપિ અન્ય સર્વ દેશબંધુઓને પણ તેથી આનંદની સાથે અભિમાન થયા વિના રહેવાનું નથી. કારણ કે આપણા દેશનાં રત્નો, પછી તે ગમે તે જ્ઞાતિનાં કે ગમે તે ધર્મનાં હોય, આપણાં આદરભાવને સંપૂર્ણ રીતે પાત્ર છે એટલું તો નહિ, પરંતુ આપણા દેશબાંધવોના ચિદાકાશમાં ઉન્નત ભાવનાઓ સ્ફુરાવવાને પણ તેમની ઉદાત્ત જીવનચર્યાઓ સાધનરૂપ બની રહે છે. ' ત્રિમાસિક ' પત્રના વ્યવસ્થાપકોએ જેમ આ કાર્ય ઉપાડી લઇને એક જ્ઞાતિનો ઇતિહાસ પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન કરેલો છે, તેવીજ રીતે જો અન્ય જ્ઞાતિઓના અગ્રેસરો પોતપોતાના મહા પુરૂષોને લગતા ઇતિહાસ યથાર્થ સ્વરૂપમાં પ્રસિદ્ધિમાં મુકવાને પ્રયત્નશીલ થશે, તો અમોને ખાત્રી છે કે, આપણા વાઙ્ગમયમાં ઇતિહાસના વિષયને અંગે

ણાતી ખોટ ન્યૂનાધિક અંશે દૂર થયા વિના રહેશે નહિ. આ ારણે જો સર્વ દિશામાંથી પ્રયાસો થવા લાગશે, તો કોઇક કાળે ાપણો આખો ઇતિહાસ આપણે તેના વાસ્તવ સ્વરૂપમાં જાણી ાકીશું એટલું તો નહિ, પરંતુ તેના અભ્યાસથી ઉત્પન્ન થતાં ઉન્નતિકર મીઠાં ફળો ચાખવાનો વારો પણ સત્વર આવી જશે એવી અમારી દ્રઢ માન્યતા છે.

આ જીવનકથા પ્રસિદ્ધ થાય છે તો ખરી; પરંતુ જો દીવાન અમરજીના કુટુંબના રા. રા. બજીભાઈ મણિશંકર દીવાને તે પ્રગટ કરવામાં જે મ્હોટી નાણાંની મદદ આપી છે તે જો ન મળી હોત તો "ત્રિમાસિક" નો ઉદ્દેશ ફલીભૂત કરવાનો પ્રસંગ હાલમાં તો આવતજ નહિ ! અને તેટલા માટે ઉક્ત સદ્‌ગૃહસ્થનો નાગરજ્ઞાતિ જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. આશા છે કે, જ્ઞાત્યભિમાની બંધુઓ તથા આપણા દેશના વીરપૂજકો તથા સાહિત્યકારો અમારા આ અલ્પ પ્રયાસને મહામૂલો ગણી યોગ્ય સત્કાર આપશેજ.

આ સ્થળે અમો અમારી યોજનાનું સ્વરૂપ પણ બતાવી દેશું. આ એક પુસ્તક પ્રસિદ્ધ કરી અમો બેસી રહેવાના નથી. અમોએ ગ્રથવા ધારેલી માળાનો આ પ્રથમ મણકો છે, અને જ્યાં સુધી એ પ્રથમ મણકો અંગુલિસ્પર્શ પામી પસાર થાય નહિ ત્યાં સુધી બીજા મણકાને સ્પર્શવાનો વારો આવતો નથી. તો આ માળાને પૂરેપૂરી જપવા અર્થે અમારા સુજ્ઞ વાચકો તથા વિદ્યાવિલાસી ગૃહસ્થો આ પ્રથમ મણકાને વધાવી લઇ અમારા પ્રયાસને અધિ ઉદ્દીપિત કરશે એવી અમો યાચના કરીએ છીએ.

આ પુસ્તકના લેખક રા. રા. જયસુખરાય વિ. પુરૂષોત્તમરાય જોષીપુરા એમ. એ. છે, અને તેમણે કેવળ કોઇ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા વિના આ ઐતિહાસિક લોકપ્રિય જીવનકથા "ત્રિમાસિક" પત્રના વ્યવસ્થાપકોને સોંપી દીધી છે એટલુંજ નહિ, પરંતુ જો આ પુસ્તકની તમામ નકલો ખપી જશે તો બીજી જીવનકથાઓના હસ્તલિખિત ગ્રંથો તેમણે નિઃસ્વાર્થબુદ્ધિથી જ્ઞાતિસેવાર્થે આપી દેવાની પણ અભિલાષા દર્શાવી છે.

છેવટ, અમો એટલુંજ પ્રાર્થીએ છીએ કે, અમારા આ પ્રયાસને અમારા દેશબાંધવો વિના સંકોચે વધાવી લઇને સાહિત્યસેવા કરવાને તત્પર બની રહે.

વિજ્ઞાપક,

બળવંતરાય વિજયશંકર છાયા.

બી. એ. એલ એલ્. બી.

વ્યવસ્થાપક, "ત્રિમાસિક", રાજકોટ.

# પ્રસ્તાવના.

જે ઐશ્વર્યયુક્ત રાજમંત્રી સમરવીરનું ચરિત આ લઘુ પુસ્તકદ્વારા પ્રસિદ્ધ થાયછે, તે મહા પુરૂષનું નામ સુરાષ્ટ્રના ઇતિહાસમાં એટલું તો ચિરંજીવી બનેલું છે કે, કોઇ પણ દેશીય કે વિદેશીય-વ્યક્તિ તેનાં યશસ્વી કાર્યોની ઉપેક્ષા કરી શકે તેમ નથીજ. પરિચિત વ્યક્તિનો પરિચય કરાવવો એ જો કે સામાન્યતઃ શિષ્ટાચારથી વિરૂદ્ધ છે, તથાપિ કેટલેક પ્રસંગે તેવી વ્યક્તિનાં અંગોપાંગનું યથાર્થ આલેખન આવશ્યક થઇ પડયા વિના રહેતું નથી. એ ન્યાયે સુરાષ્ટ્રના રાજરાજેશ્વર જેવા થઇ ગયેલા આ કથાના નાયક, ધર્મમૂર્તિ રૂપ અમરજીના સૂક્ષ્મદેહનું તેના સ્થૂલદેહની પ્રવૃત્તિઓદ્વારા જો અમો યથાશક્તિ ચિત્ર આલેખવાને લોભાઇએ તો તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી.

આ પુસ્તકાંતર્ગત કથા ઘણાને નૂતનતાવાળી ભાસશે નહિ. પરન્તુ અમે આ કથા અમારી નિસર્ગશક્તિ દાખવવા માટે લખી નથી. સુરાષ્ટ્રના ઐતિહાસિક ગ્રંથોમાં આ પુસ્તકમાં આવતી બીનાઓ હતી અને છેજ; અને અમોએ એવાજ ગ્રંથોને આધારે આ કથા ગુંથી કાઢી છે, એટલે વસ્તુ પરત્વે અમો ઉત્પાદકતાનો દાવો કરી શકતા નથી. અમે જો કંઇ પણ કર્યું છે, તો તે એટલુંજ કે, અમે એ બીનાઓને ઘટાવી તેમને તેમના યથાર્થ સ્વરૂપમાં વાચકવૃંદ સમક્ષ મુકી દીધી છે. કથાવીરનાં કાર્યોની સમીક્ષા કરાવામાં અમોએ તેમના હેતુઓનું નિદર્શન કરાવેલું છે, અને સ્પષ્ટતાની ખાતર અમોએ કારણકાર્ય ન્યાયનું અવલંબન લીધેલું છે.

તથાપિ જો તેનાં સંબંધમાં કશું પણ દોષપાત્ર જણાય, તો તેને માટે અમો અપ્રાર્થિત ક્ષમા યાચી લઇએ છીએ.

આ ચરિત્ર લખી પ્રસિદ્ધ કરવામાં કેટલાક ઉદ્દેશો સમાયલા છે. પ્રસંગવશાત્ સખેદ લખવું પડે છે કે, આપણું ગુર્જર વાઙ્મય જોઇએ તેટલે અંશે ઇતિહાસપ્રસિદ્ધ નામાંકિત વ્યક્તિઓનાં ચરિત્રોથી સમૃદ્ધ થયલું નથી, અને તેના પરિણામમાં આપણો વાણીપ્રવાહ કેટલેક અંશે બલહીન પણ દેખાય છે. ઐતિહાસિક વિષયોનું વાચન તથા મનન પ્રોત્સાહક તથા માર્ગદર્શક થઇ પડે છે, અને તેથી જો આ લઘુ પુસ્તક તે દિશામાં અંશ માત્ર પણ ઇષ્ટસિદ્ધિ કરાવી શકશે, તો લેખકનો શ્રમ અફલિત થયલો નહિ ગણાય.

આ કથામાં કેટલેક ઠેકાણે ટીપ આપવામાં આવી છે તે કદાચિત કોઇ વાચકને અતિરિક્ત લાગે, તો તેને માટે અત્ર જણાવવું ઉચિત થઇ પડશે કે, આ પુસ્તકકથાના વીરપુરૂષના માનસદેહનું બંધારણ સંપૂર્ણાંશે સિદ્ધ કરી આપવાની આવશ્યકતાએ અમોને ટીપ આપવાની ફરજ પાડેલી છે. જે પ્રેરકબળથી શ્રીયુત ચાગરજીનું જીવનનાવ સંસારસમુદ્રના તરંગો ઉપર આરૂઢ થઇ બેઠું હતું, તે નિર્દિષ્ટ કર્યા વિના એ મહા મંત્રીયોધનાં નીતિસૂત્રોનું રહસ્ય યથાર્થ સમજવામાં ન આવે એ સંભવવાળું લાગતાં, અમોએ તેવા ઉન્નતિકર સાધનનું પૃથક્કરણ કરવાનું ઉચિત ધારેલું છે. આશા છે કે, અમારા દેશભક્ત ઇતિહાસાનુરાગીઓ અમારી ઉક્ત પદ્ધતિની પ્રતિ અણગમો નહિ બતાવતાં ધીર દૃષ્ટિથી તેની ઉપયુક્તતાનો સ્વીકાર કરી લેશે.

મનુષ્ય પ્રયત્ન મર્યાદિત છે; એથી અમોને અમારા આ લેખ પરત્વે જે જે સૂચનાઓ આપવામાં આવશે, તે તે તમામનો અમે

સાભાર સ્વીકાર કરીશું. સોરઠી તવારીખ, વૉટસનકૃત સ્ટૅટિસ્ટિકલ એકાઉંટ ઑફ્ જુનાગઢ, વૉકરકૃત સેટલમેંટ રીપોર્ટ, ઇ. સ. ૧૯૦૩માં જુનાગઢ રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયલ બાબી રૂલર્સ ઑફ સોરઠ તથા લોકગીતો અને લોકકથાઓને આધારે આ ચરિત્ર નિયોજાયું છે, અને તેટલા માટે અમો તે ગ્રંથોના કર્ત્તાઓના આભારી છીએ.

આ ચરિત્ર અમોએ ગૂજરાતી ભાષામાં ઈ. સ. ૧૯૦૧ માં લખેલું હતું, અને તેની ઉપર અમોએ સાક્ષર શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી બી. એ. નો ઇ. સ. ૧૯૦૪ માં અભિપ્રાય લીધો હતો. ઉકત સાહિત્ય-સેવકે અમોને આ લેખ પ્રસિદ્ધિમાં મુકવા અર્થે પ્રોત્સાહિત કરેલા; પરંતુ સંયોગાધિન થતાં અમો તે પ્રમાણે કરી શકેલા નહિ. આજે પંદર વર્ષે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, અને તે માટે અમો પરમકૃપાળુ પરમાત્માનો પાડ માનીએ છીએ.

આ પુસ્તકમાં અંગ્રેજી તથા ગૂજરાતી ઉભય ભાષામાં લખાયલું એકજ વ્યકિતનું ચરિત્ર પ્રસિદ્ધ થતાં કેટલાકને વિસ્મય તો લાગશેજ. પરંતુ આપણા ઇતિહાસથી અપરિચિત ગણાતા આપણા યુરોપીય બંધુઓને એ રીતિથી આપણા મહાપુરૂષોનાં ચરિત્રો વાંચવા વિચારવાનું સુલભ થશે, એવો ઉદ્દેશ કોણ ન રાખે ?

ઉપસંહારમાં, અમારે અમારા ગુર્જર બંધુઓને એકજ યાચના કરવાની છે, અને તે એ કે, અમારા જે જે દોષો હોય તે તે સર્વને ક્ષંતવ્ય ગણી તેના નિવારણાર્થ અમોને જે ઉપદેશ દેવાનો હોય તે દેવાની તેમણે અચૂક કૃપા કરી બતાવવી જોઇએ.

જુનાગઢ. }
તા. ૧-૯-૧૫, }

જ. પુ. જોષીપુરા.

તથાપિ જો તેના સંબંધમાં કશું પણ દોષપાત્ર જણાય, તો તેને માટે અમો અપ્રાર્થિત ક્ષમા યાચી લઇએ છીએ.

આ ચરિત્ર લખી પ્રસિદ્ધ કરવામાં કેટલાક ઉદ્દેશો સમાયલા છે. પ્રસંગવશાત્ સખેદ લખવું પડે છે કે, આપણું ગુર્જર વાઙ્મય જોઇએ તેટલે અંશે ઇતિહાસપ્રસિદ્ધ નામાંકિત વ્યક્તિઓનાં ચરિત્રોથી સમૃદ્ધ થયલું નથી, અને તેના પરિણામમાં આપણો વાણીપ્રવાહ કેટલેક અંશે બલહીન પણ દેખાય છે. ઐતિહાસિક વિષયોનું વાચન તથા મનન પ્રોત્સાહક તથા માર્ગદર્શક થઇ પડે છે, અને તેથી જો આ લઘુ પુસ્તક તે દિશામાં અંશ માત્ર પણ ઇષ્ટસિદ્ધિ કરાવી શકશે, તો લેખકનો શ્રમ અફલિત થયલો નહિ ગણુ ય.

આ કથામાં કેટલેક ઠેકાણે ટીપ આપવામાં આવી છે તે કદાચિત્ કોઇ વાચકને અતિરિક્ત લાગે, તો તેને માટે અત્ર જણાવવું ઉચિત થઇ પડશે કે, આ પુસ્તકકથાના વીરપુરૂષના માનસદેહનું બંધારણ સંપૂર્ણાંશે સિદ્ધ કરી આપવાની આવશ્યકતાએ અમોને ટીપ આપવાની ફરજ પાડેલી છે. જે પ્રેરકબળથી શ્રીયુત અમરજીનું જીવનનાવ સંસારસમુદ્રના તરંગો ઉપર આરૂઢ થઇ બેઠું હતું, તે નિર્દિષ્ટ કર્યા વિના એ મહા મંત્રીયોધનાં નીતિસૂત્રોનું રહસ્ય યથાર્થ સમજવામાં ન આવે એ સંભવવાળું લાગતાં, અમોએ તેવા ઉન્નતિકર સાધનનું પૃથક્કરણ કરવાનું ઉચિત ધારેલું છે. આશા છે કે, અમારા દેશભક્ત ઇતિહાસાનુરાગીઓ અમારી ઉક્ત પદ્ધતિની પ્રતિ અણગમો નહિ બતાવતાં ધીર દૃષ્ટિથી તેની ઉપયુક્તતાનો સ્વીકાર કરી લેશે.

મનુષ્યપ્રયત્ન મર્યાદિત છે; એથી અમોને અમારા આ લેખ પરત્વે જે જે સૂચનાઓ આપવામાં આવશે, તે તે તમામનો અમે

સાભાર સ્વીકાર કરીશું. સોરઠી તવારીખ, વૉટસનકૃત સ્ટૅટિસ્ટિકલ એકાઉંટ ઑફ્ જૂનાગઢ, વૉકરકૃત સેટલમેંટ રીપોર્ટ, ઇ. સ. ૧૯૦૩માં જૂનાગઢ રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયલ બાબી રૂલર્સ ઑફ સોરઠ તથા લોકગીતો અને લોકકથાઓને આધારે આ ચરિત્ર નિયોજાયું છે, અને તેટલા માટે અમો તે ગ્રંથોના કર્ત્તાઓના આભારી છીએ.

આ ચરિત્ર અમોએ ગૂજરાતી ભાષામાં ઈ. સ. ૧૯૦૧ માં લખેલું હતું, અને તેની ઉપર અમોએ સાક્ષર શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી બી. એ. નો ઈ. સ. ૧૯૦૪ માં અભિપ્રાય લીધો હતો. ઉકત સાહિત્ય-સેવકે અમોને આ લેખ પ્રસિદ્ધિમાં મુકવા અર્થે પ્રોત્સાહિત કરેલા; પરંતુ સંયોગાધિન થતાં અમો તે પ્રમાણે કરી શકેલા નહિ. આજે પંદર વર્ષે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, અને તે માટે અમો પરમકૃપાળુ પરમાત્માનો પાડ માનીએ છીએ.

આ પુસ્તકમાં અંગ્રેજી તથા ગૂજરાતી ઉભય ભાષામાં લખાયલું એકજ વ્યકિતનું ચરિત્ર પ્રસિદ્ધ થતાં કેટલાકને વિસ્મય તો લાગશેજ. પરંતુ આપણા ઇતિહાસથી અપરિચિત ગણાતા આપણા યુરોપીય બંધુઓને એ રીતિથી આપણા મહાપુરૂષોનાં ચરિત્રો વાંચવા વિચારવાનું સુલભ થશે, એવો ઉદ્દેશ કોણ ન રાખે ?

ઉપસંહારમાં, અગારે અમારા ગુર્જર બંધુઓને એકજ યાચના કરવાની છે, અને તે એ કે, અમારા જે જે દોષો હોય તે તે સર્વને ક્ષંતવ્ય ગણી તેના નિવારણાર્થે અમોને જે ઉપદેશ દેવાનો હોય તે દેવાની તેમણે અચૂક કૃપા કરી બતાવવી જોઇએ.

જૂનાગઢ.
તા ૧-૯-૧૫,

જ. પુ. જોષીપુરા.

# એક ઉત્તેજક અભિપ્રાય.

તા. ૧૩ ડીસેમ્બર, ૧૯૦૪
ચીનાબાગ, મુંબઈ.

વિદ્યાસૌજન્યવિભૂષિત પ્રિય ભાઈશ્રી જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા,

આપણા ગૂજરાતી બંધુઓને સદભિમાનના કારણરૂપ શ્રી જૂનાગઢનિવાસી નાગરજ્ઞાતિના અસાધારણ મહારત્નરૂપ કૈલાસવાસી મહામંત્રી શ્રી અમરજીભાઇનું જીવનચરિત્ર જે આપને હાથે લખાયું છે તે મેં આદિથી અંત પર્યન્ત વાંચ્યું છે, તે વિષે મારો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—

સોરઠ સરકારના, રાજનિષ્ઠાની પરાકાષ્ઠાએ પહોંચેલા, નીતિવિશારદ અને સંગ્રામવીર દીવાનના ચરિત્રનો લેખક એક આપ જેવો સુજ્ઞ નાગર વિદ્વાન્ યુવક હોવાથી જે સંતોષ થાય છે—તે ઉપરાંત આપ સાક્ષરત્વની ભૂમિ ઉપર પ્રથમ પ્રવેશ કરતા છતાં એક કસાયલા સાક્ષરના જેવો અનુભવ ચરિત્રના લેખનમાં દર્શાવી શકયા છો તે અધિક સંતોષને આપનાર છે. પ્રત્યેક ગ્રંથનો અને લેખનો આત્મા તેનો ભાવ છે, અને તે ભાવને દર્શાવનાર વાણી તે શરીર છે. એ ઉભયનો સુઘટિત અને ઓજસ્વી યોગ બ્રાહ્મવર્ચસ અને ક્ષાત્રવર્ચસના અદ્ભુત એકીકરણ રૂપ વીરનાયકના ચરિત્રને અનુરૂપ આપ કરી શકયા છો તેને માટે આપને અભિનંદન આપવામાં હું કાંઇ પ્રોત્સાહન નથી આપતો, પણ નૈસર્ગિક સાનન્દાશ્ચર્ય દર્શાવું છું.

પરમેશ્વર આપને આપનો સાક્ષરત્વના પંથનો પ્રવાસ વધારે યશસ્વી અને સુખપ્રદ કરી આપો એવી શુભેચ્છા સાથે વિરમું છું.

વિજ્ઞાપક સ્નેહાધીન
( સહી ) નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના
સપ્રેમ નમસ્કાર.

# પત્રાંકિત વિષયાનુક્રમણિકા.

શ્રી.

પરમરાજભક્ત યુદ્ધવીર,

# દીવાન અમરજી

---

### कवित.

केशरि ज्यों बाघनमें, बासंगी ज्यों नागनमें
वसंत रागरागनमें, कहत कवि आनेहे;
अर्क जेसें जोतनमें, नरमादा मोतीनमें,
दाहन सखोतनमें, पारथ ज्यों बान हे;
भद्रंगग गाहनमें, गरुड ज्यों वाहनमें,
अकबर ज्यों साहनमें, इंद्रके समान हे;
अन्नदान दाननमें, प्रभुनाम ध्याननमें,
ए ते ज्युं दीवाननमें, अमरजी दीवान हे.—**लोकगीत.**

ઉપોદ્ઘાત

સાક્ષરમણિ અને આપણી આ કથાના નાયકના વીરપુત્ર રણછોડજી દીવાનના શબ્દોમાં હું જે કાંઇ આરંભમાં કહું તો તે એટલું જ છે કે, "મારા સ્વદેશ પ્રત્યે પ્રેમની મનોવૃત્તિથી" આકર્ષાઇ હું આ સ્થળે આપણા સુરાષ્ટ્રના ઇતિહાસમાં અમરત્વ પામી ગયલા નરવર વિષે ઘટતા બે બોલ લખીશ. સ્વદેશવત્સલ મનુષ્યને પોતાના દેશનો ઇતિહાસ વાંચવામાં અત્યંત આનન્દ પડે છે એ વાત સુવિદિત છે. ઇતિહાસનો અર્થ વાર અને વર્ષ સાથે થતું મુખ્ય મુખ્ય વૃત્તાંતોનું ટિપ્પણ નથી થતો; પરન્તુ જે દેશની કથા જેમાં કહેવામાં આવતી હોય તે દેશના રાજકર્ત્તા, તેના મુખ્યમુખ્ય

મંત્રીઓ, તેમનાં નીતિસૂત્રો, પ્રજાગણના આચારવિચારો ઇત્યાદિ મનુષ્યપ્રકૃતિને લગતા પ્રત્યેક વિષયનો તેની વિષે સમાવેશ થઇ જાય છે. ઇતિહાસ કેવળ સંખ્યાવાચક શાસ્ત્ર નથી. તેમાં રહેલું તત્ત્વજ્ઞાન વ્યવહારમાં અતિ ઉપયોગનું થઇ પડે છે. વર્તમાનકાળના હથોડાવડે ભૂતકાળની એરણ ઉપર ઘડાયલો ભવિષ્યજીવન-પ્રવૃત્તિમાર્ગ જેટલે અંશે સામાજિક ઉન્નતિનું સાધન થઇ પડે છે, તેટલે અંશે ત્રૂટિત, કેવળ કાર્યસાધક નીતિ ઉપયોગી કે વિજયવત નીવડતી નથી. અખંડિત પ્રવાહવાળી નદી જેમ પોતાની આસપાસના પ્રદેશને સમૃદ્ધિયુક્ત રાખી શકે છે, તેવીજ રીતે ત્રણે કાળના ઇતિહાસને સાંધનારી નીતિ જો અખંડિત હશે, તો તેના વડે શાસિત થયલો દેશ ઉન્નત થયા વિના રહેવાનો નહિજ. ઇતિહાસ મનુષ્યની સામાજિક, માનસિક, નૈતિક, આર્થિક ઇત્યાદિ સર્વ પ્રકારની સ્થિતિઓનું ભાન કરાવે છે. તે એક દર્પણ રૂપ છે. કેવા કેવા સંયોગોમાં કેવા કેવાં મનુષ્યો મુકાયલાં હતાં, અને કેવા કેવા પ્રસંગે તેમણે કેવાં કેવાં કાર્યો કરી બતાવ્યાં હતાં, એ સર્વ બાબતોનાં પ્રતિબિંબ તે દર્પણ વિષે દૃષ્ટિગોચર થાય છે. કારણકાર્યનો સંબંધ બતાવી ઇતિહાસપાત્ર ગણાતી બીનાઓને વિવેચનપુરઃસર વર્ણવી બતાવવી એ કામ ઇતિહાસ-કારનું છે. પ્રત્યેક પાત્રને ન્યાય આપવો એ તેનો પ્રથમ ધર્મ છે. નૃપતિની સ્તુતિ કરવામાં તેના મંત્રીને, અને મંત્રીની સ્તુતિ કરવામાં તેના ભૂપતિને અન્યાય આપવો, એ કોઇ પણ સમદર્શી લેખકનો ધર્મ નથી. વળી ઇતિહાસપ્રસિદ્ધ કોઇ પણ બીના પરત્વે અભિપ્રાય બાંધતી વેળા, જે દેશકાળમાં તે બીના બની હોય તે દેશકાળને પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે; કારણ કે તે વિના કોઇ પણ ઇતિહાસકાર ખરી તુલના કરવાને સમર્થ ગણાશે નહિ.

ખેદયુક્ત વાત તો એ છે કે, આપણી સાંપ્રતકાળની વિદ્યાસં-પ્રાપ્તિ કરવાની રીતિ ઘણે ભાગે અપૂર્ણતાથી ભરેલી છે. આપણી શાળાઓમાં સ્વદેશીય ઇતિહાસ પ્રતિ જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી. વિદેશીય ઇતિહાસ ઉપર જોઈએ તેના કરતાં અધિક લક્ષ અપાય છે. માનવપ્રકૃતિની લીલા બહુરંગી છે એ વાત ખરી; પરંતુ એ માયા પોતાની લીલા સર્વ દેશોમાં એકસરખી રીતે વારાફરતી દેખાડતી આવી છે. મનુષ્યને આવશ્યક ગણાતું જ્ઞાન-વિશેષતઃ લૌકિક જ્ઞાન હરકોઇ દેશના ઇતિહાસ-માંથી મળી શકે તેમ છે. તો પછી આપણો દેશ કે જેની સંસ્કૃતિ પ્રાચીનમાં પ્રાચીન છે, અને જેનો ઇતિહાસ વિવિધ ધર્મના, વિવિધ પ્રકૃતિના રાજાઓ, મંત્રીઓ, યુદ્ધવીરો, સાહિત્યકારો અને કળાકુશળ વ્યક્તિઓનાં પરાક્રમોથી ભરપૂર છે, તેને ગોણપદ આપી કેવળ અન્ય દેશોના ઇતિહાસના પૂજારી બની રહેવું એ શું ઇષ્ટ કે હિતકર છે? સામાજિકદૃષ્ટિએ જોતાં આ સ્થળે એટલું પણ લખવું પડે છે કે, આપણા દેશનો ઇતિહાસ જોકે અદ્યાપિપર્યન્ત વિદેશીય ઇતિહાસની ઢબે લખાયલો નથી, અને તેના પરિણામમાં તેવા વિદેશીય ઇતિહાસમાંથી આપણને નવી નવી લાગે તેવી વાતોનું જ્ઞાન જોકે મળી આવે છે, તથાપિ આપણે એટલું તો ભૂલવાનું નથીજ કે, આપણો ઇતિહાસ–આપણો જીવનપ્રવૃત્તિમાર્ગ ઘણાજ પ્રાચીનકાળથી ઘડાતો આવેલો છે. આપણા પૂર્વજોને અનેક પ્રકારના-અન્ય દેશોને ન થયા હોય તેવા–અનુભવો થયલા છે; આપણા સમાજજીવનની ઘટનાં અનેક પ્રકારનાં પરિવર્ત્તનોના પરિણામમાં થવા પામેલી છે; અને આપણી ધાર્મિક, સાંસારિક અને રાજકીય સંસ્થાઓએ કાળચક્રને અધિન રહી બહુરંગીપણું દાખવતાં પોત-પોતાની સ્થિતિસ્થાપકશક્તિ ત્યજી દીધેલી નથી. હા ! પરન્તુ ઉંડા

ઉતરી સર્વગ્રાહી દ્દષ્ટિ રાખી કોણ વિલોકે છે ? પાછું વાળી કોણ જુવે છે ? આપણા પૂર્વજ કોણ હતા અને કેવા હતા, એ વાતથી આપણે કેવળ અજ્ઞાત છીએ ! ગ્રીસદેશમાં પ્લેટો તથા એરિસ્ટોટલ જેવા તત્ત્વજ્ઞો થઈ ગયા છે; એલેક્ઝાંડર જેવા પ્રતાપી યોધો થઇ ગયા છે; અરે, ફ્રાંસમાં નેપોલિયન જેવો મહાવીર થઈ ગયો છેઃ એવી એવી વિદેશીય વાતો જાણવામાં તથા તે વિષે વિચાર ચલાવવામાંજ આપણે ઉલટા આપણી કૃતકૃત્યતા લેખીએ છીએ ! આ રીતિ કઇ ઓછી લજ્જાકર નથી. 'ઘરબાળીને તીર્થ કરવું' એ લોકોક્તિ અનુસાર આપણા પોતાના મહાન્ પુરૂષોનાં પરાક્રમોનો ભોગ આપણે આપણા પોતાના હાથથી કેવળ વિદેશીય મનુષ્યોનાં યશોગાન રૂપી યજ્ઞભૂમિકા ઉપર આપવો એ વાત કોઇ પણ પ્રકારે પ્રશંસાપાત્ર નથી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે, વિદેશીય ઇતિહાસ આપણને કશું નવું શીખવતો નથી. વિદેશીય ઇતિહાસ પણ જ્ઞાન આપી શકે તેમ છે; પરંતુ વિદેશીય સમાજભાવનાથી આપણે સામાન્યતઃ અપરિચિત હોઇયે છીએ, તેથી આપણે જેટલી સરલતાથી આપણા પોતાના દેશના ઇતિહાસમાંથી આવશ્યક જ્ઞાન મેળવી શકીએ છીએ, તેટલી સરલતાથી તેવા વિદેશીય ઇતિહાસમાંથી મેળવી શકતા નથી. આપણા પિતૃદેશ ભારતખંડના વિવિધ ભાગોમાં જે જે યશસ્વી મનુષ્યો થઇ ગયાં છે, તે તે સર્વની જીવનકથાઓનો યથાર્થ અભ્યાસ કરવાનો તે તે પ્રદેશની પ્રજાનો ધર્મ છેઃ કારણ કે વંશપરંપરાથી બંધાતા આવતા આપણા માનસદેહનું વાસ્તવ્ સ્વરૂપ આપણે તેમનામાંથી જોઇ શકીએ છીએ. આપણા દેશનો ઇતિહાસ એટલે આપણા મહાત્માઓનાં જીવનચરિતોનો સંગ્રહ; આપણા દેશનો ઇતિહાસ એટલે આપણા

પૂર્વજોની પ્રકૃતિ તથા પ્રવૃત્તિને સાધક વા બાધક થઈ પડેલા સંયોગોનું પૃથક્કરણ; આપણા દેશનો ઇતિહાસ એટલે, એક રીતે કહીએ તો, આપણી પોતાની વ્યક્તિનું સ્પષ્ટીકરણ. મહાત્માઓના ગુણોનાં યશોગાન કરવાં એ વિભૂતિપૂજાનું લક્ષણ છે; અને વિભૂતિપૂજા જનસ્વભાવને ઉન્નત કરનારી છે. સ્વકલ્યાણ કે પરકલ્યાણ કરવાની ઇચ્છા રાખનાર મનુષ્યે, તેટલા માટે, તે પૂજાવિધિનો સ્વીકાર કરવો જ જોઇએ. આદર્શરૂપ વ્યકિતનું પૂજન કરતાં કરતાં મનુષ્ય કાળક્રમે તદાકાર થઇ જાય છે, અને અંતે પોતેજ આદર્શરૂપ બની રહેછે.

આ સંસારમાં વિવિધ પ્રકારનાં મનુષ્યો થાય છે. કોઇ આચારમાં અનુપમ તો કોઇ વિચારમાં અધમ હોય છે. કોઇના વિચાર શ્રેષ્ઠ તો કોઇના આચારમાં નિષ્ફળતા. આવા પ્રકારનો પ્રકૃતિભેદ હોઈને આચાર વિચારનું યથાર્થ પૃથક્કરણ કર્યા વિના આપણે કોઈપણ મનુષ્યના સદસદ્ગુણ વિષે કંઇપણ અભિપ્રાય આપી શકતા નથી. ઉત્ક્રાન્તિનિયમાનુસાર પ્રત્યેક દેહધારી પોતાનું કર્તવ્યકર્મ કરે છે, અને તેથી માનવશક્તિ દિનપ્રતિદિન ભિન્નભિન્નરીતે ભિન્નભિન્ન પૃથ્વી–વિભાગોમાં ભિન્નભિન્ન કાળમાં વિકાસતી જાય છે. સંસ્કારી મનુષ્યોનાં નામ ઇતિહાસની અમરપોથીમાં રહી જાય છે. તેવાં મનુષ્યોનાં કર્મોના સ્મરણાર્થ તથા ભવિષ્યની પ્રજાના ઉદ્દીપનાર્થ સ્થળે સ્થળે કીર્તિસ્તંભો સ્થાપવામાં આવે છે, અને તે સ્તંભો આપણી માનસદૃષ્ટિને ઉચ્ચગામી કરે છે. આવાં મનુષ્યોને માટે વિચાર કરો. તેમની કર્તવ્યપરાયણતાની ઉપરથી તમે તમારૂં કર્તવ્ય શું છે તે સમજી કરી બતાવવાને પ્રયત્ન કરો. તેમનામાં માનવઅંશ હતો, કે દેવઅંશ હતો કે આસુરઅંશ પ્રધાન હતો, તે વાત ઉપર ધ્યાનશીલ થઇ મનન કરો. સામાન્ય જનસમાજનું ભવિષ્ય સુધારવામાં કે

બગાડવામાં તેમની બુદ્ધિ કેટલે અંશે વિભાગી થઇ પડી હતી, તે પ્રશ્નનો નિર્ણય કરવા પ્રતિ જરા લક્ષ આપો. તેઓ મૃત્યુલોકના વાસી હતા. તેમનામાં અપૂર્ણતા પણ હશે. તેમનો તથા તમારો સ્વભાવ સામાન્યતઃ એકજ કોટિનો હોવા છતાં તેઓ ધીર, વીર અને સ્વાત્માર્પણ કરનારાઓ કેમ નીવડી શક્યા તે વિષે વિચાર કરવાને તેમની જીવનકથાની દિશામાં જરા દૃષ્ટિપાત કરો. તેઓ પોતાના કુળને મણિ સમાન હતા, નગરને અલંકાર સમાન હતા, દેશને દેવ સમાન હતા, અને સમસ્ત માનવજાતિને પોતાના સ્વર્ગીય-સ્વભાવની મૂર્તિ સમાન હતા. ગમે તો તેમને માનવીઓ કહો; ગમે તો તેમને દેવતાઓ કહો; પરન્તુ એટલું તો નિઃસંદેહ કે, તેઓ આપણા કરતાં ઉચ્ચ પ્રકૃતિના હતા, અને તેમનાંજ નામ અમર રહી ગયલાં છે; બીજાનાં તો નહિજ.

સુરાષ્ટ્રમાહાત્મ્ય.

પૌરાણિક સમયથી સુપ્રસિદ્ધિ પામેલા આપણા પવિત્ર અને પહાડી સુરાષ્ટ્રમાં અનેક મહાપુરૂષો તથા મહાસ્ત્રીઓનો જન્મ થયલો છે. જે દેશમાં પરમાત્મા શ્રીકૃષ્ણ રાજાનું પદ ભોગવી અન્તે વિદેહ થયા છે; જે દેશમાં કાલયવન જેવો દેવશત્રુ બળી ભસ્મીભૂત થઇ પરમ કીર્તિને પામી રહ્યો છે; જે દેશમાં રાણકદેવી જેવી સતી રાણીએ આત્મ–પવિત્રતાનું પાલન કરવામાં પોતાના પ્રાણની પણ તમા રાખી નથી; જે દેશમાં ભક્તશિરોમણિ પર્વત મહેતા અને નરસિંહ મહેતા થઇ ગયા છે; અને જે દેશમાં અનેક ધર્મપ્રચારકો, ભક્તો, કવિઓ, અને યોધ્ધો પોતપોતાની ઉદાત્ત જીવનચર્યાથી ઉચ્ચપંક્તિને પામેલા છે; એવા દેશનાં બાળકોને તેવાં યશોધની મનુષ્યોનાં જીવનો ગર્વ લેવાને કારણભૂત શું નહિ થઈ પડે?

જે સુધિષ્ઠિર પુરૂષને માટે અત્ર આપણે વિસ્તારથી હવે પછી બોલનાર છીએ તે પ્રતાપી વીર, ખરેખર, આ ભૂમિનું એક અમૂલ્ય રત્ન છે. સ્વદેશ સેવા કરવામાં પોતાના સ્વાર્થનો ત્યાગ પ્રત્યેક વ્યક્તિએ કેવી રીતે કરવો જોઇએ, એ વાતનું ઉદાહરણ તેનું ચરિત પૂરૂં પાડે છે. એ મહાપુરૂષ એકનિષ્ઠાથી રાજભકિત કરનારાઓને એક આદર્શરૂપ થઇ પડે તેમ છે. ભૂતકાળમાં થયલા પરાક્રમી પુરૂષો વિષે ન બોલતાં આપણે સુખેથી સાભિમાન કહી શકશું જે, સાંપ્રત ઇતિહાસમાં જેમ મહેતા નરસિંહે પોતાની માનસિક તથા ધાર્મિક શકિતવડે સુરાષ્ટ્રના અખિલ જનસમાજને અત્યંત ઉચ્ચપદ પ્રાપ્ત કરાવ્યું છે, તેમ જ આપણી આ કથાના નાયક સુહૃદ્વીર દીવાન અમરજીએ તેજ દેશની તેજ પ્રજાને પોતાની શારીરિક, માનસિક તથા ધાર્મિક શકિતવડે તેવાને તેવા ઉપકારની નીચે સદાને માટે દાબી દીધી છે. નરસિંહ મહેતાએ જેમ નિવૃત્તિમાર્ગ ગ્રહણ કરીને જીવનસાફલ્ય પ્રાપ્ત કરેલું છે, તેમ રાજર્ષિ અમરજીએ પ્રવૃત્તિમાર્ગી બનીને અતિ શ્રમસાધ્ય ગણાતું જે વિશુદ્ધ રાજભકતત્વ તે સંપાદન કરેલું છે. એકે જ્યારે શ્રીકૃષ્ણની સેવા વડે વૈષ્ણવસંપ્રદાયના અનુયાયીઓને ઉપકૃત કર્યા છે, ત્યારે આ બીજા પુરૂષે પોતાની અનન્ય રાજસેવાવડે અને રાજકાર્યકુશળતાવડે જૂનાગઢની ગાદી ઉપર વિરાજતા હાલના અખિલ બાબી કુળને તથા તેની પ્રજાને રાજભક્તિ કેમ કરવી એ વિષયને લગતું શિક્ષણ આપી, જનસમાજના પ્રતિનિધિરૂપ ગણાતા વર્ગને પણ અતિ ઉપયોગી નીતિસૂત્ર સ્વાત્માર્પણ કરી તે દ્વારા ઉપદેશી દીધું છે. એકે ધર્મક્ષેત્રમાં તો બીજાએ રણક્ષેત્રમાં પોતાનો વિજયધ્વજ ફરફરાવ્યો છે. પહેલાએ જ્યારે અખિલ વિશ્વના સ્વામીને "સુખદુઃખ મનમાં" ન આણી શરણ જઇ રહેવાનો આપણને બોધ આપ્યો

છે, ત્યારે આ બીજા વીરે આર્યશાસ્ત્ર પ્રમાણે ઈશ્વરનો અંશ જેમાં રહેલો છે એવા લોકપાળ–નૃપતિનું હિત કેવી રીતે સર્વસ્વનો ત્યાગ કરીને પણ સાચવવું એ વાતનો પદાર્થપાઠ પોતાના આચરણથી આપી બતાવ્યો છે. અર્થાત્, સેવ્યની સેવા સેવકે કેવી રીતે કરવી એ વિષય પરત્વે આપણા આ ઉભય દેશવીરોની જીવનચર્યા દ્રષ્ટાંત રૂપ ગણી શકાય તેમ છે. આપણી આ કથાના નાયક અમરજી છે. પશ્ચિમ દિશામાંથી ઉદય પામતી શુક્લપક્ષની ચંદ્રરેખાંશની પેઠે ધીમેધીમે વૃદ્ધિ પામતી જતી, અને અન્તે પૂર્વમાં દેખાતા સુખદ પૂર્ણિમાના સુધાકરની સમાન પૂર્ણકલાએ પહોંચતી જેની જીવનકલાઓ આપણા ચિત્તકુમુદોને પ્રફુલિત કરી મુદિત કરી દેછે; જેનું આશા, ઉદ્યમ અને ઉત્સાહના ચટક આપનારા તરંગોથી પ્રગતિમાં મુકાયલું તારૂણ્ય પુરૂષાર્થસાધક તત્ત્વો–બુદ્ધિ અને શૌર્યના અંકુરોથી અલંકૃત થયલું છે; જેના વિવેકભર્યા વિચાર તથા ઉચ્ચા ભિલાષાયુક્ત ભગીરથ પ્રયત્નો નિઃસ્વાર્થબુદ્ધિના નિર્મલ જલવડે પાવન થઈ પ્રતિપક્ષીઓ તરફથી પણ પ્રશંસા–માનને પામેલા છે; જેની અનન્ય સ્વરાજનિષ્ઠા અને હૃદયશુદ્ધિએ વિદેશીય પ્રજાનાં ચિત્તને પણ હરી લીધાં છે; એવા સમરવીર, પરોપકાર કરવાની સદ્વૃત્તિથી પ્રેરાયલા પૂજ્ય પુરૂષને માટે વાણીવિલાસ કોણ નહિ કરે? તેની અતિ સંપૂર્ણ આદરભાવથી કોણ નહિ વિલોકે ? તેમના આચારવિચારને અનુકરણીય કોણ નહિ ગણે ? તે એક મહાન્ નર હતા. એક મહારથીની પેઠે રણાંગણમાં રમનાર, પોતાના પ્રાણની ભણી તુચ્છદષ્ટિએ વિલોકનાર, સ્વીકારેલી સેવાના ધર્મ સમજનાર, શરણાગત શત્રુની પ્રતિ મિત્રભાવથી રહેનાર તેઓ એક ઉદારચિત્ત પુણ્યાત્મા હતા. કર્તવ્યકેન્દ્ર ભણી જ સર્વદા તેમની દૃષ્ટિ રહેતી રાજદ્વારમાં કે શત્રુના સમુદાયમાં તેમનો પ્રભાવ. સર્વપ્રકારે

સમાન જ હતો. સુયોધને ઉચિત ગણાતી હૃદયની કઠોરતા, સેવકને યોગ્ય નમ્રતા, મંત્રીને યોગ્ય વિચારણા, મનુષ્યને યોગ્ય ધર્મ-પરાયણતા અને નાગરતાદર્શક દક્ષતા ઇત્યાદિ સદ્‌ગુણ–સુમનની માલાવડે તેમનો કીર્તિદેહ અલંકૃત થયલો છે. જે નરેશનું અન્ન ખાધું તે નરેશની યથાશક્તિ સેવા કરવી એ તેમનો સુસિદ્ધાંત હતો. *રાજભક્તિ તેમને રોમેરોમ વ્યાપી રહી હતી. પોતાના પૃથ્વીપરના અન્નદાતા તરફથી પોતાનું અપમાન થતું તોપણ તેઓ તે સહન કરી રહેતાં હતા. કેવો દાસધર્મ ! પોતે પોતાનો ધર્મ બજાવે છે એ વિચારના રસમાધુર્યમાં તેઓ પોતાના દુ:ખપ્રદ અનુભવોની કટુતાને બૂડાડી વીસરી જતા હતા. તેમની આત્મ–દઢતા, કપટ-હીનતા, નિર્લોભતા વગેરે એવી તો ઉચ્ચકોટિની હતી કે, તે સર્વના એકત્રિત બળવડે તેમનું નામ નિષ્કલંક પ્રભાના પુંજથી અદ્યાપિ-પર્યન્ત પ્રકાશી રહેવા પામ્યું છે. આત્મપ્રત્યય, સ્વાભિમાન, આત્મ-ત્યાગ વગેરે પુરૂષાર્થસાધક ગુણોની ભાવનાઓથી તેમનું જીવન-જ્યોતિ સદા ઉદ્દીપિત રહેતું હતું. આવા આપણા વિચારમાં શુદ્ધ, આચારમાં શુદ્ધ દીવાન અમરજીને હવે આપણે વિસ્તારથી વર્ણવીશું. તેમના પિતૃભક્ત પુત્ર વીરકવિ રણછોડજીની અતિશયોક્તિયુક્ત કદાચિત્ ગણાય તેવી, પરંતુ સુપુત્રની પ્રેમાળ અને આદરભાવાર્દ્ર વાણીમાં કહું તો, હવે આપણે " एक अमरेश अमरेश समानं " વિષે વાણીપ્રવાહ પત્રપટ્ટ ઉપર ચલાવીશું.

---

* અદ્યાપિ પર્યન્ત કેટલાક સ્થળના નાગરો ભોજનાન્તે મચ્છણ દીધા બાદ ' अन्नदाता सुखी भवेत् ' એટલા શબ્દો બોલી પોતાના સ્વામીની બોલ-બાલા ઇચ્છીનેજ પાટલા ઉપરથી ઉભા થાય છે.

શ્રીયુત અમરજી કે જેણે પોતાનું નામ સમરક્ષેત્રમાં કમ્મર કસીને અમર કરી મુક્યું છે તેમના પિતાનું નામ કુંવરજી હતું. તેઓ

અમરજીના પ્રતાપી પૂર્વજો.

વડનગરા નાગરગૃહસ્થ અવટંકે નાણાવટી હતા. વૃદ્ધનગર કે જે નાગરબ્રાહ્મણજ્ઞાતિનું મ્હોટું મથક હતું તે ત્રૂટયા પછી નાગરોએ પરદેશગમન કર્યું હોય એવું લાગે છે. નાગરોના આ પરદેશગમન કરવાના મહાપ્રયાસના પરિણામમાં તેઓ પોતાના બાહુ તથા બુદ્ધિના બળવડે ગૂજરાત–સુરાષ્ટ્રના વિવિધ રાજાઓના દરબારમાં પોતાના પગ ઘાલી શકયા હતા, અને તે એટલે સુધી કે, રાજ્ય અને નાગરજ્ઞાતિ એકબીજાથી જુદાઈ ધરાવતાં હોય એવું કલ્પી પણ ન શકાય. ડાંગે માર્યાં જેમ પાણી જુદાં પડતાં નથી, તેમ હરકોઈ રાજ્યમાં જો નાગરો પ્રતિ દ્વેષ થઈ આવતો હતો, તો તે પણ માત્ર અલ્પકાળ જીવી તુર્તજ પુનઃ સ્નેહના રૂપમાં પરિણમી જતો હતો. સુરાષ્ટ્રનો અર્વાચીન ઇતિહાસ, વસ્તુતઃ, નાગરજ્ઞાતિનો જ ઇતિહાસ છે; કારણ કે હાલમાં જે જે રાજ્યો સુરાષ્ટ્રમાં * ( કાઠિયાવાડમાં ) આવેલાં છે તે તે લગભગ તમામ રાજ્યોની રચના અને અભિવૃદ્ધિ તથા તેમને તેમના અર્વાચીન સ્વરૂપમાં મુકવા માટે કરવામાં આવેલી લગભગ તમામ પ્રવૃત્તિઓમાં નાગરયોધો, નાગરમંત્રીઓ વગેરેનાં હાથ હોય એવું ઇતિહાસની પક્ષપાતશૂન્ય પરીક્ષા કહી આપે છે. ઉપર કહ્યું તે પ્રમાણે વૃદ્ધનગર ત્રૂટયા પછી નાગર કુટુંબો ભિન્ન-ભિન્ન દિશામાં પરવરી, ફાવતું આવ્યું તેમ વસી ગયાં; અને તેઓ કેવળ સ્વાશ્રય ઉપર આધાર રાખનારાં હોઇને પોતાના ઉદ્યમવડે પોતાનાં

*હાલમાં જે પ્રદેશને કાઠિયાવાડ કહેવામાં આવે છે તેનું નામ સુરાષ્ટ્ર છે. વસ્તુતઃ કાઠિયાવાડ નામનો અમુક એક ભાગ છે અને તેમાં કાઠીઓની વસ્તી છે.

મૂળ ઉંડાં ઘાલી બેઠાં. વૃદ્ધનગર (વડનગર) ભાંગતાં એક જથો પાટણ, કચ્છ ભણી ઉતરી પડયો;બીજો દક્ષિણ દિશામાં ગુજરાત વિષે પરવર્યો; અને ત્રીજો સુરાષ્ટ્ર કહેતાં કાઠિયાવાડમાં ઉતરી ગયો. આ પ્રમાણે ભાગનાસ થઇ તે સમયે નાગરોનાં કેટલાંક કુટુંબ ભાવનગર પાસેના તલાજામાં જઇ વસ્યાં હતાં. અમરજીના પૂર્વજ લાલામાંડણ વડનગરથી તલાજામાં આવેલા, અને ત્યારબાદ તેમના કોઇ વંશજ માંગરોળ વિષે જઇ રહ્યા હતા. અમરજીના પૂર્વજમાંથી કોણ ક્યારે માંગરોળમાં જઇ વસ્યા તે સંબંધમાં હજુ કશું પણ નિશ્ચિત જાણવામાં આવી શકયું નથી. પરન્તુ નાગરોનાં નિવાસ-સ્થાનોને લગતાં વૃત્તાંત તપાસતાં માલૂમ પડે છે કે, નાગરોએ વડનગર છોડ્યા પછી પ્રથમ નિવાસ સમુદ્રસમીપસ્થ પુરોની વિષે કરેલો હોવો જોઇએ, અને ત્યારબાદ જેમ જેમ તક મળતી ગઇ હશે તેમ તેમ તેમણે પોતાની કુશાગ્રબુદ્ધિના બળથી સુરાષ્ટ્રની અંદરના ભાગમાં જઇ નિવાસ કર્યો હશે એવું અનુમાન થઇ શકે છે. અર્થાત્ ઉદ્યમ કરવા અર્થે તેઓ જ્યારે જ્યારે જ્યાં જ્યાં ગયા છે, ત્યાં ત્યાં તેમણે નિવાસ કરી રહેવાનું પસંદ કરી લીધેલું છે, એવું નાગરોનો ઇતિહાસ સ્પષ્ટ કહી આપે છે; અને તેટલા માટે નાગરો સ્વભાવથીજ પરિભ્રમણશીલ ગણાય છે. પૂર્વકાળમાં માંગરોળ સંમૃદ્ધિસંપન્ન સુપ્રસિદ્ધ નગર હતું, અને તેટલા માટે નાગરો ત્યાં જઇને ઉદ્યમ લાભાર્થે જઇ વસ્યા હતા. અમરજીના પિતા માંગરોળમાં રહેતા હતા એ નિઃસંદેહ છે, અને તેમનું નામ કુંવરજી હતું. આ કુંવરજીનાં લગ્ન ભરતખંડના ઇતિહાસમાં અમરકીર્તિ પામી ગયલા માલવદેશના મોગલ શહેનશાહ મહમદશાહના પ્રતિનિધિ-સુબેદાર સૈન્યાધિપતિ *દયારામ બહાદૂર કે જેઓ [1]રાજા ગિરિધરના ભત્રિજા થતા હતા,

*દયારામ બહાદૂર કે દયો બહાદૂર મોગલ શહેનશાહ મહમદશાહના સમયમાં

તેમની પુત્રી વેરે થયાં હતાં. કુંવરજી જેઓ યાત્રાએ નીકળ્યા હતા તેમને દયારામે કાશીક્ષેત્રમાં જેયા, અને તેમનું "રૂપ, લાવણ્ય, અવસ્થા, વિદ્વત્તા અને ચંચળાઈ જોઈ પોતાની પુત્રી વેણીકુંવર તેને દીધી, અને તેના વિવાહ માંગરોળમાં આવી કર્યા

માળવાના સુબા નિમાયા હતા. મોગલ શહેનશાહથી સ્વતંત્ર બનવાના પ્રપંચ કરનાર બંડખોર નિઝામ–ઉલ–મુલ્કની પ્રેરણાથી મરાઠાઓએ દયાબહાદૂરની સુબાગિરી દરમ્યાન માલવા ઉપરે અનેકવાર ચઢાઇ કરી હતી. દયા બહાદૂરે દિલ્હીથી મરાઠાઓ સામે વધારે મદદ મળવાની માગણી કરી. પણ તે વ્યર્થ ગઇ, અને અન્તે તેઓ એકલે હાથે દિલ્હી તખ્ત તરફથી મરાઠાઓની સામે થયા. ધાર અને અંજાર વચ્ચે આવેલા તેર્લા ગામ આગળ સખ્ત લડાઇ થતાં તેમાં દયા બહાદૂર પોતાના ૨૦૦૦ સૈનિકો સાથે માર્યા ગયા, અને માળવા મરાઠાના હાથમાં ગયું. સર જૉન માલ્કમ મેમૉઇર ઑફ સેંટ્રલ ઇંડિયા એન્ડ માલવા પુ. ૧ ના પૃષ્ટ ૮૯ ઉપર ઉક્ત લડાઇનું વર્ણન નીચે પ્રમાણે આપે છે—

"× × × × × બાજીરાવનું લશ્કર બહેરામપુરનાં મેદાનોમાં છાવણી નાંખી પડ્યું હતું, અને મલ્હારરાવ હોલ્કરની સરદારી નીચેનું ૧૨૦૦૦ માણસોનું સૈન્ય આગળ વધવાને માટે નિર્મિત થયું હતું. રાવ નંદલાલે એક વકીલ મોકલીને મલ્હારરાવને માળવામાં પ્રવેશ કરવા માટે આમંત્રણ આપેલું એટલું તો નહિ, પરન્તુ જો તેનું લશ્કર આવે તો ઘાટ માત્રના માર્ગો ખુલ્લા રાખવાની તથા ચઢી આવતી ફોજને જમીનદાર માત્રની મદદ મેળવી આપવાની પણ તેણે તેને ખાત્રી મોકલી હતી. એ ઉપરથી મરાઠાઓએ ધર્મપુર અને મહીસાર વચ્ચે આવેલા અકબરપુર નામના ગામ આગળથી નર્મદા નદી ઓળંગી. દરમ્યાન મરાઠાઓના આગમનની દયા બહાદૂરને ખબર મળી જતાં તેઓ એક ફોજ લઇને અંજર ઉપર થઇને આગળ વધ્યા, અને દુશ્મનો અધિત્યકા ઉપર આવશે, એવી ધારણાથી તેમણે તાંદા તરફના ઘાટોના માર્ગો બંધ કરી દીધા. તથાપિ, જમીનદારો તથા લોકોની મદદથી મરાઠાઓ

હતા." આ પ્રમાણે અમરજી એક કુળવાન માતા-પિતાને ઘેર અવતર્યા હતા. ગર્ભશ્રીમંત હોઇને તેમનામાં વીરોચિત શ્રેષ્ઠ ગુણોનો વાસ હોય એમાં કશું આશ્ચર્યકારક નથી.રાજભકત વીર કાકાના વીર ભત્રીજાના વીર દૌહિત્રના હૃદ-

---

એક અરક્ષિત રહી ગયલા ઘાટ ઉપર ચઢી ગયા. આ ઘાટનું નામ ભૈરવઘાટ, અને તે મંડુની પૂર્વમાં થોડાક માઇલ દૂર આવેલો છે. એ પ્રમાણે વિરોધ પામ્યા વિના તેઓ પોતાના આખા સૈન્ય સાથે મેદાનના પ્રદેશમાં આવી પહોંચ્યા, અને તેર્લાના ગામ પાસે દયા બહાદૂર સાથે તેમને ભેટો થઇ આવ્યો. દયાબહાદૂર પરાજય પામી, મરાઇ ગયા અને તેમની સેના વીખરાઇ ગઇ. એ દિવસથી મરાઠાઓનો અમલ માળવામાં કાયમને માટે દાખલ થઇ ગયો."

વળી મુસલમાન ઇતિહાસકાર સૈયર-ઉલ-મુતમેરીન તેમનેજ ઉદ્દેશીને લખે છે કઃ—

"××× તેના પછી માળવાની સેનાના સેનાપતિનું પદ તેના સંબંધી અને વીર છબીલારામના પુત્ર દયા બહાદૂરને આપવામાં આવ્યું હતું. તેણે પણ ગિરિધર બહાદૂરની યોજનાને અનુસરીને મરાઠાઓને હેરાન કરવાનું જારી રાખ્યું હતું. તે વિગ્રહમાં તેણે શત્રુઓને ક્ષણ પણ વિશ્રાન્તિ લેવા દીધી ન હતી, તેમ પોતે પણ વિશ્રાન્તિ લીધેલી નહિ. દિલ્હીના બાદશાહના દીવાનને તેણે લખી મોકલ્યું કે—" **જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હિંદુસ્તાનની સરહદ અને શત્રુઓના પ્રદેશ વચ્ચે હું મજબૂત દીવાલ રૂપે થઇ રહીશ; પરન્તુ, મારા પ્રાણ ગયા પછી, મને ભીતિ છે કે, મરાઠાઓ પાણીના પૂરની માફક આખી બાદશાહી ઉપર રેલાઇ જશે.**" ( આ ભવિષ્યવચન પાછળથી ખરૂં પડેલું છે. ) આ વીર પુરૂષના કોઇ પણ લખાણની ત્યાં અસર થઇ નહિ; અને છેવટે તે બહાદૂર નરે સ્વદેશનું રક્ષણ કરવામાં પોતાના પ્રાણ ખોયા." ( મૉડર્ન રીવ્યુ, નવેમ્બર ૧૯૧૪, પૃ. ૫૨૭–૨૮. ) આ મુસલમાન ઇતિહાસકારના લખવા પ્રમાણે દયા બહાદૂર રાજા છબીલારામ બહાદૂરના પુત્ર થતા હતા.

યમાં તેવુંજ લોહી ધબકારા મારે તો તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. પોતાની માતા કે જે એક ખરેખરી વીરપુત્રી હતી તેની કૂખ ન લજવાય તેટલા માટે પોતાના પૂર્વજની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરવાના ભણકાર તેમની શ્રવણેન્દ્રિયના પડદા ઉપર પડતા.

---

૧. રાજા ગિરિધર મહમદશાહ મોગલબાદશાહનાસમયમાં દયા બહાદૂરની પૂર્વે માળવાના સુબા હતા. નિઝામ–ઉલ–મુલ્ક તરફથી તેનો એક પ્રતિનિધિ સુબાગિરીનું કામ માળવામાં કરતો હતો. પરન્તુ બાદશાહ મહમદશાહે નિઝામ–ઉલ–મુલ્ક પાસેથી તે પ્રાંતની સુબાગિરી લઇ રાજા ગિરિધર બહાદૂરને આપી હતી. તે પછી ચિમનાજી પંડિત તથા ઉદાજી પવારની સરદારી નીચે મરાઠાઓએ રાજા ગિરિધર ઉપર ચઢી આવી તેનો પરાજય કર્યો હતો. ( માલ્કમ કૃત મેમોઇર્સ ઑફ સેંટ્રલ ઇંડિયા એન્ડ માલવા, પુ. ૧ લું, પૃ. ૬૪ ).

મુસલમાન ઇતિહાસકાર સૈયર–ઉલ–મુતમેરીન રાજા ગિરિધરના સંબંધમાં નીચે મુજબ લખે છેઃ—

"માળવા પ્રાંતમાં એક નાની સેનાનો સેનાપતિ રાજા ગિરિધર બહાદૂર તે પ્રદેશને શત્રુઓ પાયમાલ કરે તે જોઇ શકે તેમ ન હતો. રાજધાનીમાં મદદ માટે વિનંતિ કર્યાં છતાં તેમાં તેનું કાંઇ વળ્યું નહિ. તથાપિ તે એક ઉચ્ચશીલનો અમલદાર હોવાથી બાજીરાવની સામે તે અનેક વખતે લડાઇમાં ઉતર્યાં કર્યો. બાદશાહને તથા તેના પ્રધાનોને અનેકવાર વિનંતિઓ કર્યા છતાં તેમનું જ્યારે કશું પણ ફળ ન આવ્યું, અને પાર વિનાની અનેક ઝપાઝપીના પરિણામમાં જ્યારે તેનું નાનું લશ્કર ઘસાઇ જવા પામ્યું, ત્યારે તે પોતે છેવટે તેમાંની એક ઝપાઝપીમાં કપાઇ મુવા હતા."

રાજા ગિરિધર બહાદૂરે ઉજ્જયનિ નગરીને ફરતો કિલ્લો બંધાવેલો છે એવું તેના લેખ ઉપરથી સમજાય છે.

મઆસીરી રૂલ ઉમરા પુ૦ ૨, પૃ. ૩૨૮ ઉપર લખ્યા પ્રમાણે, રાજા ગિરિધર બહાદૂર કે જેઓ રાજા ર છબીલારામ બહાદૂરની જગ્યા ઉપર નિમાયા હતા અને જેમને 'મીરસમશેર'નો ઇલ્કાબ મળ્યો હતો, તેઓ બાદશાહી ફોજ (અમી-

રહ્યા હોય તો તેમાં શું આશ્ચર્ય ! અમરજીના આશય અને ઉદ્દેશો અતિ ઉચ્ચ પ્રકારના હતા. રાજભક્તિ, શૌર્ય, અને ધૈર્યને અંગે રહેલું ઔદાર્ય વગેરે પુરૂષાર્થ કરાવનારી વૃત્તિઓ તેમને અધિકાધિક પ્રોત્સાહિત કરી રહી હતી.

---

રહ્યુ,ઉમરા સૈયદ હુસેનઅલીખાનની પ્રેરણાથી ) અલાહબાદ તરફ કૂચ કરવાની તૈયારી કરે છે એવું જાણી પોતે પણ કિલ્લાની મજબુતી કરીને ફોજ એકઠી કરી લડાઈ કરવી પડે તો પોતાના બચાવ અર્થે જાહેરમાં તત્પર રહ્યા. પણ અંદરખાનેથી બાદશાહને નારાજ કરવા ચહાતા ન હતા, એટલે ઝટ પોતાના વકીલને શાહી દરબારમાં રવાના કરી દીધો. વકીલે દરબારમાં હાજર થઇ ગિરિધર બહાદૂર તરફથી માફી માગી. અને તે પોતે બાદશાહની દરેક પ્રકારની તાબેદારી કરવા અંતઃકરણથી રાજી છે એવું જાહેર કરી રાજા છબીલારામની મરણક્રિયા વગેરે કરી રહ્યા પછી અલાહબાદ બાદશાહને સ્વાધીન કરી દેવાનો એકરાર કર્યો. આથી બાદશાહે (મહમદશાહે ) ગિરિધરને રાજાબહાદૂરનો ખેતાબ અને અયોધ્યાની સુબેદારીનો હુકમ કર્યો. પરન્તુ વઝીર સૈયદ અબ્દુલ્લાખાન તથા તેના ભાઇ હુસેનઅલીખાનને રાજા ગિરિધરના ઉપર પ્રમાણેના એકરાર ઉપર ભરોંસો આવ્યો નહિ, એટલે હૈદરકુલીખાન નામના સરદારને બાદશાહી ફોજ આપી અલાહબાદ તરફ રવાના કરી દીધો. તેણે ત્યાં જઇ ( રાજા ગિરિધરને અલાહબાદ છોડાવવા સારૂ ) ઘણી ઘણી તદબીરો કરી, પણ કંઇ વળ્યું નહિ. આખરે સૈયદ હુસેનઅલીખાન પોતે ફોજ લઇને તે તરફ જવાનો વિચાર કરવા લાગ્યો, પરન્તુ તેટલામાં તેના જાણવામાં આવ્યું કે, ગિરિધર બહાદૂરે લડાઇની એવી તો તૈયારી કરી રાખી છે કે, તે ટુંક મુદતમાં પતે તેમ નથી. આ સમાચારથી ( બાદશાહને કેદીની સ્થિતિમાં રાખનાર ) સૈયદ હુસેનઅલીખાને પોતાનો વિચાર માંડી વાળ્યો. ત્યારબાદ રાજા ગિરિધર બહાદૂર તરફથી શાહી દરબારમાં કેટલીક અરજીઓ એવા અર્થની પહોંચી કે, કુતુબ-ઉલ-મુલ્ક સૈયદ અબ્દુલ્લાખાનનો દીવાન રતનચંદ્ર ( કે જેના કર્મચારી રાજા છબીલારામ હતા, ) અહીં આવી જે ફેસલો કરે તે મને મંજુર છે. તે

અમરજીનો જન્મ ઈ. સ. ૧૭૪૧ માં થયો હતો. તેમનો બાળકાળ કેવી રીતે વ્યતીત થયો હતો તેના સંબંધમાં સાધનોને અભાવે કશું કહી શકાય તેમ નથી. તથાપિ તેને નાગરોચિત વિદ્યાસંસ્કાર થયા હશે એ વાત નિઃસંદેહ છે. કલમ, કટારી અને બરછી,

બાળકાળ અને વિદ્યાસંસ્કાર.

---

ઉપરથી સૈયદ અબ્દુલ્લાખાન તથા તેના ભાઈ હુસેનઅલીખાને મુનાસબ જાણી દીવાન રત્નચંદને કેટલીક ફોજ સાથે હીજરી સન ૧૧૩૨ નો રબીઉસ્સાનીના મહિનામાં તે ભણી મોકલ્યો. રત્નચંદ્રે અલાહબાદ જઈ, રાજા ગિરિધરની મુલાકાત લીધી અને ગંગાજીને વચ્ચે રાખી એવો ઠરાવ કર્યો કે, રાજા ગિરિધર પંજહજારી મનસબ–પાંચ હજાર સવાર અને રાજા બહાદૂરના ખિતાબ સાથે અયોધ્યાની સુબેદારી પર કાયમ રહી અલાહબાદનો કિલ્લો બાદશાહના નોકરોને હવાલે કરી દે. રાજા ગિરિધરે આ વાત કબૂલ રાખી તેનો જમાદીઉસ્સાનીના માસમાં અમલ કર્યો, અને અયોધ્યામાં જઈ ત્યાં બંદોબસ્ત કરવાના કામમાં પ્રવૃત્ત થઈ ગયા.

સૈયદ અબ્દુલ્લાખાન તથા તેના ભાઈ સૈયદ હુસેનઅલીખાનનું પડી ભાંગ્યા પછી હીજરી સન ૧૧૩૩ ના સફર મહિનામાં રાજા ગિરિધર બહાદૂર બાદશાહની સલામે જઈ દિલ્હીમાં હાજર થયા, એટલે ત્યાં એમને બાદશાહ (મહમદશાહ) તરફથી ઘટતું માન મળ્યું, અને તેજ વખતે બાદશાહ તરફથી જજીયાનો કર પણ માફ થઈ ગયો. હીજરી સન ૧૧૩૫ માં રાજા ગિરિધર બહાદૂરની અયોધ્યાથી (પાદશાહના સૈન્યના સેનાપતિ સાદતખાને વઝીર અબ્દુલ્લાખાનને હરાવી કેદ પકડી બાદશાહ સમક્ષ રજુ કરી દીધો તેથી તેને અયોધ્યાનું રાજ્ય બાદશાહ તરફથી સમર્પણ કરવામાં આવતાં) માળવે બદલી થઈ, (અર્થાત્ માળવા પ્રાંત તેમને સમર્પવામાં આવ્યો–ટૉડ કૃત રાજસ્થાન અ. ૧૪, પૃ. ૨૬૩) એટલે તેમણે ત્યાં ઉજ્જન શિરે જઈ પોતાની જગ્યા સંભાળી લીધી, અને ત્યાં બંદોબસ્ત કરવા લાગ્યા.

એ ત્રણ કળાઓમાં સામાન્ય રીતે નાગરો નિષ્ણાત ગણાય છે. અર્થાત્, એ સાધનત્રયની પ્રત્યેક નાગરે પ્રાપ્તિ કરવીજ જોઇએ એવું અદ્યાપિપર્યન્ત લેખાતું આવ્યું છે. નાગરની લક્ષણ રૂપ થઇ પડેલી 'કલમ, કડછીને બરછી' ની ત્રિપુટીના ગર્ભમાં જે રહસ્ય સમાયલું છે તે વિચારવા તથા આચારમાં મુકવા યોગ્ય છે. કલમ એ બુદ્ધિની સંજ્ઞા છે; કડછી એ ધર્મ–નીતિની સંજ્ઞા છે; અને બરછી એ શારી-

---

રાજા ગિરિધર બહાદૂરને માળવાની સુબેદારી મળ્યાને લગભગ બે-એક વર્ષની મુદત થઇ હતી એટલામાં ગુજરાત તથા માળવાની સુબેદારી નિઝામ–ઉલ–મુલ્ક આસફજાહને મળી, . એટલે તેણે ગુજરાતમાં પોતાના કાકા હામદખાનને અને માળવામાં પોતાના ભત્રીજા અઝીમુલ્લાખાનને નાયબ મુકરર કર્યા. પરંતુ થોડાજ વખતમાં એટલે હીજરી સન ૧૧૩૭ ની શરૂઆતમાં બાદશાહ તથા નિઝામ વચ્ચે અણબનાવ થવાથી રાજા ગિરિધર બહાદૂરને માળવાની સુબેદારી ફરીથી આપવામા આવી. શાહી હુકમ અનુસાર રાજા ગિરિધર અઝીમુલ્લાખાન કનેથી સુબેદારીનુ પદ સભાળી લઇ તે મુલ્કનો બંદોબસ્ત કરવા લાગ્યા. બાદશાહના આવા ઠરાવથી નારાજ થઇ નિઝામ–ઉલ–મુલ્કે ગુજરાત જેના સુબેદાર મહારાજા અભયસિંહ નિમાયા હતા, તેમની તથા માળવાની ખરાબી કરવાને મરાઠાઓને ઉશ્કેર્યા. મરાઠાઓ તો એવું કરવાને આહનાજ હતા, તેથી તેમણે ચારે તરફ લુટફાટ ચલાવવા માંડી. ખાસ કરીને હૉલ્કર માળવાની ખરાબી કરવા લાગ્યો. રાજા ગિરિધર બહાદૂરીમાં ઘણા જ પ્રખ્યાત હતા, અને તેમણે હૉલ્કરને અટકાવવાને પોતાની ફોજ એકઠી કરી, પરન્તુ બાદશાહ તરફથી જરાએ મદદ આવી નહિ. એટલામાં ગિરિધર બહાદૂરને હોલ્કર સાથે મુકાબલો કરવો પડયો. ઘણા ખરા મરાઠાઓ કપાઇ ગયા; પરન્તુ તેમની સંખ્યા ઘણી હતી, તેથી ગિરિધર બહાદૂરનું કાવ્યું નહિ, અને આખરે હીજરી સન ૧૧૩૯ માં તે બહાદૂર માર્યા ગયા હતા. એટલે એમની જગ્યાએ શાસન કરવા સારૂ એમનાજ ભત્રિજા દયારામ બહાદૂરને નિમવામાં આવ્યા હતા. (સૈરૂલમુત્ત આખેરીન, પુ. ૨, પૃ. ૫૦–૮૭.)

રિકબળની સંજ્ઞા છે. કલમ, કડછી ને બરછી—અર્થાત્ તેમનાથી અનુક્રમે સૂચિત થતી માનસિક, નૈતિક કે ધાર્મિક અને શારીરિક શક્તિની જ્યાં સુધી એકસરખી રીતે સમકાલીન ખીલવણી થતી નથી, ત્યાં સુધી કોઇ પણ કાર્ય સાંગોપાંગ સિદ્ધ કરી શકાતું નથી. એ શક્તિત્રયની સહકારિતાથી વિકટ કાર્યો પણ સહેલાં થઇ પડે છે એવું નાગરો સમજી શકયા હતા, અને તેટલા માટે તેઓએ એ ત્રણે પ્રકારનાં બળો હાથ કર્યાં હતાં. નાગરોનો ઇતિહાસ સ્પષ્ટ બતાવી આપે છે કે, જ્યાં સુધી નાગરો એ શક્તિત્રયના ઉપાસકો રહ્યા હતા, ત્યાં સુધી તેમનું સ્થાન સર્વોત્કૃષ્ટ રહેવા પામ્યું હતું. વળી છેક અદ્યાપિપર્યન્તનો નાગરી ઇતિહાસ અવલોકતાં એટલો પણ સાર કાઢી શકાય છે કે, જેમ જેમ ઉક્ત શક્તિત્રય ક્ષીણ થતી ગઇ છે તેમતેમ નાગરોની ઉત્કૃષ્ટતા પણ ક્ષીણ થતી ચાલી છે. બુદ્ધિબળની સાથે ધર્મબળની પણ જરૂર છે, અને તે ઉભયને ટકાવી રાખવા માટે શરીરબળ પણ આવશ્યક છે. શોચનીય બીના એટલીજ છે કે, જોતજોતાંમાં નાગરો કેવળ કલમદાસો બની રહેવા લાગ્યા છે! ધર્માનુરાગ અને યુદ્ધકળા ઉપરનો તેમનો પ્રેમ, એ ઉભય ઉદ્ધારક તત્ત્વો તેમનામાંથી ઉડી જવા લાગ્યાં છે। પરિણામ દેખાય છે અને દેખાશે. અમરજીની પૂર્વે થઇ ગયલા નાગરવીરો તથા તેની પછી થયલા નામાંકિત તમામ નાગરો પૂર્વોક્ત શક્તિત્રયના પરમપૂજક હતા, અને તેથીજ તેઓ પોતાનાં નામ અમર કરી ગયા છે. અમરજીમાં એ ત્રણે ગુણો હતા. તેમના જીવનપ્રભાતના આરંભ-

---

૨. રાજા છબીલારામ બહાદુર માટે નૈરૂકતપાન ૬૨ સં. ૧૭૭૬, પ્રયાગ, વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છેઃ—

तीर्थराज प्रयागे च राज्यंवल्यमागरम् ॥
नागरज्ञातिवृद्धे च वासव्याम्यंतरोति च ॥ २ ॥

કાળમાં તેમની વિષે કયા કયા ગુણો પ્રાધાન્ય ભોગવતા હતા તે વિષે જોકે હાલમાં આપણાથી બહુ જાણી શકાય તેમ નથી, તોપણ તેમની ઉત્સાહપૂર્ણ યુવાવસ્થાથી માંડીને તે છેક તેમના શોકજનક કૈલાસવાસપર્યન્તનું સર્વ વૃત્તાંત અવલોકતાં એટલું તો અનુમાન ખેંચી કઢાય તેમ છે કે, તેમની બાળાવસ્થા અતિ આશાજનક અને મંગલચિહ્નધારિણી તો હોવીજ જોઇએ. યુવાવસ્થામાં જ્યારે મનુષ્ય ઉન્મત્ત થઇ વિષયવાસનાદિ વિકારોને વશ બની આલસ્ય, કામ કે અન્ય કોઇ પ્રકારના કુછંદના ભોગી થઇ બેસે છે, તેવે સમયે આ પ્રતાપી યુવક પોતાની ભવિષ્યની સમૃદ્ધિ અને પ્રતિષ્ઠાને માટે પોતાના મનમાં બાજી ગોઠવી રહ્યા હોવા જ જોઇએ. તેમનો ભવિષ્યમાં થયલો અભ્યુદય સંપૂર્ણ પરિપકવ વિચારો તથા તેમની અડગ આત્મશ્રદ્ધાનુંજ પરિણામ છે. શ્રીયુત અમરજીના વિદ્યાભ્યાસ પરત્વે આપણે લંબાણથી કહી શકીએ તેમ નથી; કારણ કે તેમનો સમય એવો હતો કે, તેમાં નિયમિત રીતે કોઈ પણ પ્રકારનો અભ્યાસ ક્રમશઃ થઇ શકેજ નહિ. તથાપિ શ્રીયુત અમરજીએ સમયાનુકૂલ ઉપયોગી થઇ પડે તેવું જ્ઞાન પ્રાપ્ત કરવામાં કશી કચાસ રાખી નહિ હોય એવું અનુમાન સહજ થઈ શકે તેમ છે. તેમણે પોતાની ઉજ્જવલ રાજનીતિમાં જે પ્રકારની કુશળતા તથા ચપળતા દાખવી છે તે સારા બુદ્ધિવિકાસનું જ ફળ છે. વળી તેઓ નાગર હતા, તેથી નાગરત્વનું સમગ્ર રીતે

---

વળી સામવિધાન પાને ૫૪ મે ડાબી બાજુ તરફ નીચે મુજબ પણ લખ્યું છેઃ—

शुभंभवतु कल्याणं श्रीरस्तिघति यशोस्तिवाति ॥

तीर्थराजो विचलं राज्यमहाराज नागर ॥

પાલન થાય તેટલી કેળવણી તો તેમણે સંપાદન કરી જ હોવી જોઇએ. આ ઉપરાંત તેમણે પોતે અઢાર વર્ષની વયે કરવા માંડેલી નોકરી તથા પાછળથી પોતાના પુત્ર, સાક્ષરવીર રણછોડજીને સંપ્રાપ્ત કરાવેલું બુદ્ધિબલ, એ બન્ને બાબતો એવી છે કે, અમરજીને વિદ્યા ઉપર અનુરાગ હતો એવું કીધા વિના ચાલેજ નહિ.

---

વળી મસારી ઉલ ઉમરા પુ. ૨, પૃ. ૩૨૮ ઉપર દયાળરામ તથા છબીલારામના સંબંધમાં નીચે મુજબ લખેલું છેઃ—

" નાગરો પહેલાં ગૂજરાતમાં રહેતા હતા. છબીલારામ નાગર ( ઉક્ત પુસ્તકમાં ' છેલારામ ' અને સેરૂલ મુત્ત આખેરીનમાં ' છબીલારામ ' લખેલું છે ) અને તેમના ભાઇ દયાળ નાગર શરૂઆતમાં સુલતાન ( બહાદૂરશાહના બીજા શાહજાદા) અઝીમુશશાનની સરકારમાં માલી (મુત્સદ્દી) નું કામ કરતા હતા. દયાળ બહાદૂર થોડા વખત પછી દેવલોક થયા, અને છબીલારામને જહાંદારશાહના સમયમાં કુરા ( જહાંનાબાદ ) મહાલની ફોજદારી મળી. જ્યારે અઝીમુશશાનનો સાહેબજાદો ફરોખશીયર પોતાના કાકા જહાંદારશાહ સાથે લડાઈ કરવાના ઇરાદાથી પટનાથી રવાના થયો, ત્યારે જહાંદારશાહના શાહજાદા અએઝુદ્દીનના પક્ષમાં છબીલારામ હતા. પરન્તુ પાછળથી પોતાના મહાલમાંથી કેટલાક લાખ રૂપૈયા અને સારૂં લશ્કર લઈ પોતાના અસલ ધણી ફરોખશીયરના બાપ અઝીમુશશાનનો ખ્યાલ લાવીને તેની નોકરીમાં દાખલ થઈ ગયા. અએઝુદ્દીનના લશ્કરમાં છબીલારામના નહિ જેડાવાથી તે પાછો હઠયો, અને એનો બાપ જહાંદારશાહ પંડે ફોજ લઇને ચઢયો. અને જ્યારે લડાઈ થઈ તેમાં ફરોખશીયરની જીત થઈ, અને તેથી તે હિંદુસ્તાનનો બાદશાહ થયો. આ મ્હોટી લડાઇમાં અએઝુદ્દીનના ભરોંસાનો બહાદૂર સરદાર કોકલતાશખાન જે રાજા છબીલારામના મુકાબલામાં હતો તેને છબીલારામે બહાદૂરીથી હરાવી કાઢયો હતો. છબીલારામની આ બહાદૂરી જોઈ ફરોખશીયરે પોતે બાદશાહ થયા પછી તુર્તજ તેમના મનસબમાં વધા-

હવે આપણે આપણી કથાના નાયકનાં કુટુંબનું સંક્ષિપ્ત વર્ણન કરી, તેનેજ લગતી કથા વાંચવામાં પ્રવૃત્ત થઇ જશું. અમરજીના

કુટુંબવર્ણન.

જન્મ વર્ષ પરત્વે તથા તેમનાં માતાપિતા વિષે અગાઉ કહેવાઇ ગયું છે એટલે પુનરૂક્તિ કરવાની જરૂર રહેતી નથી. અમરજીને દુર્લભજી તથા ગોવિંદજી નામના બે ભાઇઓ તથા એક બ્હેન હતી.

---

રો કરી પંજહજારી (પાંચ હજારનો) મનસબ અને રાજાનો ખિતાબ ઇનાયત કરી ખાલસાની દીવાની તેમને આપી. પરંતુ થોડા વખતમાં વઝીર કુતુબ–ઉલ–મુલ્ક સૈયદ અબ્દુલ્લાખાન જે બહુ કાબુદાર થઇ પડ્યો હતો તેણે પોતાના વગના માણસ લુતફુલ્લાખાનને ખાલસાનો દીવાન કર્યો, અને રાજા છબીલારામને આગરા પ્રાંતની સુબેદારી આપી. કટલાક વખત પછી રાજા છબીલારામની આગરેથી અલાહબાદ બદલી થઇ. બાદશાહ રફીઉદ્દરજાત તથા એના ભાઇ રફીઉદ્દૌલા બાદશાહના સમયમાં એટલે હીજરી સન ૧૧૩૧ માં સુલતાન અકબરના સાહેબજાદા નેકોસીરને જે કેટલાક ફીતનાખોર લોકો બાદશાહ બનાવવા ચાહતા હતા તેમની સાથે (સૈયદ અબ્દુલ્લાખાનની વિરૂદ્ધતાને લીધે) સામેલ થવા રાજા છબીલારામના છુપા વિચાર વિષે ગપ ચાલી હતી. એટલામાં પોતાના સુબા (પ્રાંત) ના એક નાના રાજા સાથે તકરાર ઉભી થઇ, એટલે તેમને વિચાર મુલતવી રાખવો પડ્યો. અમીરૂલ ઉમરા સૈયદ હુસેન અલીખાન (સૈયદ અબ્દુલ્લાખાનનો ભાઇ) જે સીપાહસાલાર (લશ્કર ખાતાનો મ્હોટો ઉપરિ) હતો, તેણે નેકોસીરને કેદ પકડ્યા પછી રાજા છબીલારામને નશીહત પહોંચાડવાનો ઇરાદો કર્યો; પણ એટલામાં મહમુદશાહના પહેલા જલુસ (રાજગાદી ઉપર બેઠા પછીના પહેલા) વર્ષમાં (હીજરી સન ૧૧૩૧,) રાજા છબીલારામ દેવલોક થયા. બાદ એમના ભત્રિજા ગિરિધર બીન [૨]દયાળ બહાદૂર જે ઘણાજ બહાદૂર હોઇ 'મીર સમશેર' કહેવાતા હતા તે એમની જગા પર આવ્યા."

અમરજીએ જેમ પોતાના ઐશ્વર્યથી પોતાની કીર્તિ અચલ કરી દીધી છે, તેમ તેના બન્ને ભાઇઓએ પણ પોતાના વીરત્વ તથા જ્ઞાનબળથી પોતાનાં નામ સુરાષ્ટ્રના ઇતિહાસમાં કાયમ કરી આપ્યાં છે. જ્યેષ્ઠબંધુ અમરજીના સુખદુઃખમાં સમભાગી થઇ તે ભ્રાતાદ્વયે 'સંપ એજ સામર્થ્ય' એવા સિદ્ધાંતનું આપણને દ્રષ્ટાંત પૂરૂં પાડેલું છે. અમરજીની ધર્મપત્નીનું નામ ખુશાલ

૩. રાજા દયાળ બહાદૂર નાગર ( મસાસી ઉલ ઉમરામાં દયારામ છે ) સુલતાન અઝીમુશશાનનો સરકારમાં માલી ( મુલ્કી ) કામ ઉપરાંત લશ્કરી કામ પણ બજાવતા હતા. અઝીમુશશાન બહાદૂરશાહનો બીજો શાહજાદો હતો, અને એ પોતાના બાપના વખતમાં બંગાળા, ઓરીસા, અઝીમાબાદ (પટના) અને અલાહબાદનો સુબેદાર હતો, અને એ પ્રાંતો એની જાગીરમાં હતા હીજરી સન ૧૧૨૪ માં બહાદૂરશાહ મરણ પામ્યો ત્યારે ગાદી માટે વડા શાહજાદા મોઇઝુદ્દીન જે પાછળથી જહાંદારશાહ કહેવાયો તેણે પોતાના બે નાના ભાઇઓને સાથે રાખી અઝીમુશશાન સાથે લડાઇ કરી. સાત દિવસ સુધી બન્ને તરફથી તોપોનો મારો ચાલ્યો. પછી રાજા દયાળબહાદૂર જે અઝીમુશશાનના મ્હોટા લશ્કરી સરદાર હતા તેમણે કહ્યું કેઃ—" દુશ્મનની ફોજ વધારે નથી. એકદમ હલ્લો કરવામાં આવે તો તે હારી જાય તેવું છે. " પણ અઝીમુશશાને માન્યું નહિ. એવામાં સામા પક્ષવાળાઓને બીજી ફોજ અને મ્હોટી તોપોની મદદ પહોંચી ગઇ, અને જ્યારે તેમણે મ્હોટી તોપોનો સખ્ત મારો ચલાવ્યો ત્યારે અઝીમુશશાનની ફોજવાળા એટલા તો ગભરાયા કે, તેમાંથી કેટલાક નાસી પણ ગયા. આવી ખરાબી જોઇ દયાળબહાદૂરે પોતાના ધણી અઝીમુશશાનને અરજ કરી કે, "આપ હજુ ઢીલ કર્યા જાઓછો, અને દુશ્મન જોર પકડતા જાય છે; એથી છેવટ પૂરી ખરાબી થયા વગર રહેશે નહિ. " પણ અઝીમુશશાને પોતાની પાસે પુષ્કળ ખજાનો છે અને દુશ્મનો પાસે પૂરતો ખજાનો નથી એટલે તેઓ વધારે વાર ટકી શકશે નહિ, ધારી, રાજા દયાળબહાદૂરને ફરી પહેલાંના જેવોજ જવાબ આપતાં

(કુશળ) બાઇ હતું. તે સ્રીથી તેમને રઘુનાથજી, રણછોડજી અને દલપતિરામ, એમ ત્રણ પુત્રો તથા ઉમા નામની એક પુત્રી મળી ચાર સંતાનો થયાં હતાં. સિંહનાં બચ્ચાં સિંહજ હોય છે તેમ, અમરજીના પુત્રો પણ અમરજી જેવાજ થયા છે. એમના સંબંધમાં વીરકવિ રણછોડજી દીવાનની જીવનકથામાં કહેવામાં આવશે, એટલે અત્ર વિવેચન કરવાની આવશ્યકતા જણાતી નથી. અમરજીની પુત્રીના પુત્ર નથુરામ બુચે પણ પોતાના માતામહ તથા મામાઓને પગલે ચાલી પોતાના નામને ઇતિહાસ-પ્રસિદ્ધ કરેલું છે. તેણે ગોંડળ તથા જૂનાગઢનાં રાજ્યોની દીવાનગિરી કરી પોતાના વૈભવાદિથી પોતાનો વીરબાળા માતાનું પાણી રાખેલું છે.

ધર્મભાવના.

શ્રીયુત અમરજીમાં ધર્માનુરાગ કેવો હતો, એ પ્રશ્ન અત્ર ઉદ્ભવ્યા વિના રહી શકે તેમ નથી. તેમના પિતા કુંવરજી મહેતા સાધુચરિત હતા, અને તેમણે સંન્યાસ લઇ દેહોત્સર્ગ કર્યો હતો, એ વાત વાંચતાં આપણને સહજ દીવાનજીના કુળાચારનો ખ્યાલ આવી જાય તેમ

---

કહ્યું કે,:– " હજી દુશ્મનોપર ધસી પડવાનો વખત આવ્યો નથી. " આખરે રાજા દયાળબહાદૂર અને રાજા મોહકમસિંહ આવી નબળી વર્તણૂંક ન જોઈ શકયા અને દુશ્મનો ઉપર એકદમ તૂટી પડયા એટલું તો નહિ, પરંતુ એવા જોસથી લડયા કે, દુશ્મનોને તેમણે મારી હઠાવ્યા. આ વખત પણ અઝીઝુશશાને પોતાની ખાસ ફોજથી પોતાના બહાદૂર સરદારોને મદદ કરી નહિ, પરંતુ તેમને વારવાને તેમણે માણસો મોકલ્યાં. આ જોઇ સામાવાળાઓને હિમ્મત આવી, અને તેમણે એકદમ રાજા દયાળબહાદૂર અને મોહકમસિંહના લશ્કર ઉપર ધસારો કર્યો. બન્ને સરદારો આવે પ્રસંગે ન ગભરાતાં ઘણીજ બહાદૂરીથી લડયા, પણ એમના લશ્કરથી સામાવાળાનું લશ્કર બહુ વધારે હતું તેથી તેમની

છે. વળી નાગરો એ સમયમાં ધર્મપાલન કરવામાં ચુસ્ત હતા એ પણ સત્યજ. નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વર મહાદેવ છે એટલે, તેઓ પ્રાયશઃ શૈવ સંપ્રદાયના અનુયાયીઓ ગણાય છે. દીવાન અમરજીએ જૂનાગઢમાં આવી પોતાનો ઉદય થયા બાદ ઈ. સ. ૧૭૭૭ માં શ્રી હાટકેશ્વર મહાદેવનું નવું મ્હોટું મંદિર જૂના મંદિરની થડોથડ બંધાવી તેમાં શ્રીજીના લિંગની સ્થાપના કરાવી હતી, અને તે મંદિર અદ્યાપિ પર્યન્ત નાગર જ્ઞાતિના હસ્તકમાં હયાત છે. એજ વર્ષમાં તેમણે જૂનાગઢમાં વૈષ્ણવ સંપ્રદાયને સ્થિર કરી આપવા તથા પોતાના વૈષ્ણવમતાનુયાયી સ્વદેશીઓના ધર્માનુરાગને ઉત્તેજિત કરવાના ઇરાદાથી ચિત્તલમાં આવી નિવાસ કરી રહેલા વૈષ્ણવ મહારાજ શ્રી માધવરાયજીને જૂનાગઢમાં પધારી નિવાસ કરવાને આમંત્ર્યા, અને તેને ધર્મપીઠ સ્થાપી આપવાના હેતુથી હવેલી બંધાવી આપી ગામગ્રાસાદિ પણ મેળવી આપ્યાં હતાં. અમરજી અન્ય નાગરોની પેઠે દેવીભક્ત હોય એવું પણ જણાઇ આવે છે. હિંગલાજમાતા વિષે તેમની શ્રદ્ધા દ્રઢ હતી. હરકોઈ સંગ્રામમાં ઉતરતાં પુર્વે તેઓ તે દેવીને પ્રસન્ન કરવા નિમિત્તે હવન કરતા હતા, અને બીડું હોમ્યા બાદ સૈન્યને પ્રયાણ કરાવતા હતા, એવું તેમના વિષે તેમના સમકાલીન ભાટચારણોને હાથે લખાયલાં કવિતો ઉપરથી સિદ્ધ થઇ આવે છે. દેવીના પ્રતાપેજ પોતાને વિજય મળે છે, એવું તેમનું માનવું હતું. વળી તેમના ગૃહ વિષે "બૃઢાણાવા" નું એક લિંગ હતું તેમની પૂજા પણ થતી હતી. એ 'બઢાણાવા' એમને પોતાની માતા તરફથી પ્રાપ્ત થયા હતા. અમરજીના માતા-

ચઢની થઈ, અને એ બંને બહાદૂરો લડાઇમાં સખ્ત જખમી થયા. આખરે છેલ્લી લડાઇમાં અઝીમુશશાન માર્યો ગયો, અને જહાંદારશાહ હિંદુસ્તાનનો બાદશાહ થયો હતો. ( સૈરૂલમુત્ત આખેરીન, પુ૦ ૨, પૃ. ૧૦).

મહ દયારામ બહાદૂરને એ લિંગ પોતાના પૂર્વજ રાજા છબીલારામ. બહા ૂર તથા મીર સમશેર રાજા ગિરિધર બહાદૂર તરફથી પ્રાપ્ત થતાં તેણે તે પોતાની પુત્રીને અર્પણ કરેલું. દિલ્હી બાદશાહોના ખજાનામાં એ લિંગ સચવાઇ રહેલું હતું. કહેવાય છે કે, બાદશાહ અકબરને તે પ્રાપ્ત થયું ત્યારથી તે તેની ખાનગી રીતે પૂજા કરતો હતો. ત્યારબાદ તેના પુત્રપૌત્ર પણ તેની પૂજા કરતા રહ્યા હતા. બાદશાહ ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હતો તેથી તેણે તે લિંગને પૂજવાનું બંધ કર્યું, અને ત્યારથી તે ખજાનામાં એક સ્મારક રૂપે પડી રહેવા પામ્યું હતું. પાછળથી બાદશાહ ફેરોખસીયર દિલ્હીની ગાદીએ આવતાં તેણે રાજા છબીલારામને પ્રસન્નતાદર્શક સ્મારક રૂપે તે લિંગ પોતા તરફથી ભેટમાં આપ્યું હતું.

એ પ્રમાણે શ્રીયુત અમરજીએ શૈવ, વૈષ્ણવ તથા દેવીપંથોને એકસરખી રીતે માની બ્રાહ્મણોનું ગણાતું અદ્વૈત જ્ઞાન દર્શાવી આપ્યું છે. તેમને કર્માનુરાગ હતો, પણ તે સાથે ફલાસકિત ન હતી. અદ્વૈતજ્ઞાનથી થઇ આવેલી તથા આવતી જડતા તેમનામાં ન હતી. પ્રવૃત્તિ વિનાની નિવૃત્તિ તેઓ જાણતા ન હતા. સદાચારથી પ્રેય તથા શ્રેય સાધવામાં તેઓ પાછા પડેલા નહિ. તેમણે લોકસંકટ ટાળવા અર્થે ગામગ્રાસાદિ આપી અપાવી અન્નદાન તથા જળદાન પણ અપાતાં કરેલાં છે

**અનુકૂળ સંયોગોનું નિરીક્ષણ.**

દીવાન અમરજી જૂનાગઢમાં આવ્યા તે પૂર્વે પોરબંદરના આરબ જમાદાર સાલમીનના તેઓ વકીલ હતા. એ વખતે તેમનું વય માત્ર અઢાર વર્ષનું હતું. આ વયમાં જ્યારે સાધારણ મનુષ્યોનાં મન પ્રબોધિત થયલાં હોતાં નથી, ત્યારે યુવાન્ અમરજીનું

ચિત્ત મહત્વાકાંક્ષાના રંગથી પુરેપૂરૂં રંગાઇ રહ્યું હતું. અસાધારણ મનુષ્યનાં આચરણ પણ અસાધારણ હોય છે. તેવાં મનુષ્ય કાળપોથીનાં અન્યથી વાંચી ન શકાય તેવાં પાનાં વાંચી શકે છે. સાધારણ મનુષ્યથી જોઇ ન શકાય તેટલે દૂર તેઓ જોઇ શકે છે. તેમની સર્વગ્રાહી બુદ્ધિ એક સપાટે સર્વ બાબતોનું નિરીક્ષણ કરી કાર્યસિદ્ધિ કરવાનો માર્ગ ઝટ લઇને શોધી કાઢે છે. અમરજીએ પોતાની અઢાર વર્ષની વયે પોતાના દેશની સ્થિતિનું માપ કાઢી લીધું હતું. મોગલ મહારાજ્યની સાથે સંકલિત થયલ કુટુંબમાં તેનો જન્મ થયો હતો, તેથી તે રાજ્યને લગતી બીનાઓથી તે સુપરિચિત હતાજ. આરંગઝેબના મરણ બાદ મોગલ રાજ્યની દુર્દશા કેવી રીતે કેટલી થઇ હતી તે તેના ધ્યાન બહાર ન હતું. નિર્બળ મોગલ બાદશાહોના દરબારમાં રમાતા પ્રપંચો, મરાઠાઓથી થતા ઉપદ્રવો, તથા વિદેશીય પ્રજાઓ વચ્ચે પોતપોતાનું સાજું કરી લેવા અર્થે ચાલી રહેલી હરિફાઇઓ એ સર્વ કારણોથી ભરતખંડની સ્થિતિ એકંદરે દયાજનક બની ગઇ હતી. 'મારે તેની તરવાર' અને 'બળિયાના બે ભાગ' એવાં નીતિસૂત્રોના ઉપાસકો જ્યાં ત્યાં ઉંચાનીચા થઇ રહ્યા હતા. મોગલ બાદશાહની પ્રભુતા માત્ર નામની જ રહી હતી. તેના સુબાઓ લાગ મળે સ્વતંત્ર રાજ્યો સ્થાપવામાં ગુંથાઇ પડયા હતા. સુબાના તાબાના નવાબો પણ તકનો લાભ લઇ સુબાથી સ્વતંત્ર થઇ હાથમાં એટલું મોંમાં કરવાની નીતિએ ચઢી ગયા હતા. આખા ભરતખંડના ભાગલા પડવાનું શરૂ થઇ ચૂકયું હતું, તો પછી ગૂજરાત-સુરાષ્ટ્રમાં એ ચેપ કેમ ન લાગે? મરાઠાઓનો દોર વધી ગયો હતો, અને પેશ્વાની અધીશ્વરતા જામતી જતી હતી. ગાયકવાડ ગૂજરાતમાં પેશ્વા તરફથી પગ ઘાલી બેઠા હતા; અને મોગલ બાદશાહની સત્તા નષ્ટપ્રાયઃ થઇ ગઇ હતી.

આ બધી નબળાઈનો લાભ લઈ શેરખાને અમદાવાદના સુબાથી સ્વતંત્ર થઇ નાગઢમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. પરન્તુ તેનું મરણ ઇ. સ. ૧૭૫૮ માં થયું, અને તેના પછી તેનો બીજો પુત્ર મોહોબતખાન ગાદી ઉપર આવ્યો. નાગઢના દરબારનું વાતાવરણ પણ આ સમયે મલિન થઇ ગયલું હતું. ખટપટી ખટપટ ત્યાં ચેલાઈ રહી હતી. પહેલા નવાબ શેરખાનજી ઉર્ફે બહાદૂરખાનજીની બ્હેન બીબી સાહેબા સુલતાન ખટપટ રચી પોતાના પૌત્રોને જૂનાગઢની ગાદીએ બેસાડવાના કારસા રચવા લાગી, અને આરબ જમાદાર સુલેમાન વગેરેની મદદ લઇને તેણે નવાબ સાહેબને ઉપરકોટના કિલ્લામાં કેદ કરી દીધા, અને પોતાના પુત્ર મુઝફ્ફરખાનની નવાબ તરીકે આણ ફેરવી દીધી. રાધનપુરમાં આ વખતે જુવાનમર્દખાન બીજા નવાબને પદે હતા; તેણે આ તકનો લાભ લઇ જૂનાગઢનું રાજ્ય પોતાને હાથ કરી લેવાનો વિચાર કર્યો. મોહોબતખાનજીને મુક્તિ અપાવી ગાદીએ બેસાડવાનુ બ્હાનું કાઢી તે રાધનપુરના નવાબ લશ્કર લઇ જૂનાગઢ ભણી આવ્યા. અણીનો સમય આવી ગયો. જો જુવાનમર્દખાનની નેમ બર આવે, તો સુરાષ્ટ્રમાં તે વખતે સ્વતંત્ર રાજ્યો સ્થાપી લેવાની ઇચ્છા રાખનારાઓની મુરાદ પાર પડી શકે નહિ, અને નવાબ સાહેબની નિર્બળતાનો પૂરો લાભ લેવાય પણ નહિ ! ગોંડળવાળો કુંભોજી જાડેજા કે જે કેવળ એક જમીનદાર હતો તેની ઇચ્છા જૂનાગઢના રાજ્યને ભોગે પોતાને વાસ્તે રાજય સ્થાપી લેવાની હતી. જૂનાગઢના રાજ્યમાં જ્યાં સુધી બળ હોય ત્યાં સુધી તેના મનોરથ સિદ્ધ થઇ શકે તેમ નહતા. એટલા માટે તેણે જુવાનમર્દખાનને સમજાવી રાધનપુર ભણી પુનઃ પ્રયાણ કરાવ્યું, અને મોહોબતખાનજીને મુક્તિ અપાવી, બીબી સાહેબા સુલતાનના પૌત્રોને રાણપુરની

જાગીર અપાવી તેમનું મન મનાવી દીધું. કુંભાજી આટલું કરી સંતુષ્ટ ન રહ્યા, પણ તે સાથે તેણે પોતાનો સ્વાર્થ પણ સાધી લીધો. નવાબને પ્રતિવર્ષ ૫૦૦૦) જામશાહી કોરીની જમા આપવાની શરતે કોરી ૩૫૦૦૦) આપીને તે કુશળ જાડેજાએ ઉપલેટા પોતાને નામે લખાવી લઇ લીધું. હવે મોહોબતખાનજી ખરા નવાબ થયા. પરન્તુ તેમનું મન નિર્બળ હતું. તેણે શંકાશીલ થઇ પોતાના પિતાના મિત્રમંત્રી જગન્નાથ ઝાલાનું ખુન કરાવી તેનાં ઘરબાર લૂટી લીધા. પરિણામમાં જૂનાગઢમાં અંધાધૂની પ્રવર્તી રહી—અવ્યવસ્થાનું રાજ્ય વ્યાપી રહ્યું. નવાબ સાહેબ પોતાના આરબ સૈનિકોને પગાર આપી શકયા નહિ અને આરબો ઉપરકોટનો કિલ્લો હાથ કરી નવાબ સાહેબને રંજાડવા લાગ્યા. નવાબ સાહેબે ઉપરકોટને ઘેરો ઘાલ્યો; પણ વ્યર્થ.

ઉત્સાહી અમરજી આ બધી પરિસ્થિતિનું અવલોકન પોરબંદરમાં બેસીને કરી રહ્યા હતા. દિલ્હીના ડોલતા તખ્તની નિર્બળતા સર્વ પ્રકારની દુર્દશાનું મૂળ કારણ થઇ પડી હતી. પોતાના માતામહના સ્વામી મોગલ બાદશાહની પ્રભુતાને આમ ચારે બાજુએથી લૂટાઇ જતી જોઇ તેમનું લોહી ઉકળી આવ્યું. પરન્તુ આભ ફાટે ત્યાં થીગડું કયાં દેવું ? તથાપિ જેટલું સંધાય તેટલું સાંધી લેવાનો સંકલ્પ તેમણે કરી લીધો. મોગલબાદશાહના પ્રતિનિધિ જૂનાગઢના નવાબની બને તો સેવા કરી તે દ્વારા છિન્નભિન્ન થઇ જતી મોગલ પ્રભુતાને યથાશક્તિ ટકાવી લઇ એકત્ર કરવાના વિચારો તેના મગજમાં સ્ફુરવા લાગ્યા. કંઇ નહિ તો સુરાષ્ટ્રમાંના મોગલ બાદશાહની સત્તા નીચેના રાજાઓ, જમીનદારો વગેરેને જૂનાગઢના નવાબની સર્વોપરિ સત્તા નીચે મુકી દીધાથી દિલ્હીતખ્તનું થોડુંઘણું પણ ગૌરવ નિભાવી શકાશે, એવી ઇચ્છાભિલાષાએ તેમનું ચિત્તનાવ ડોલવા લાગ્યું. મોગલ

સત્તાનો એ દ્વારા અલ્પાંશે પણ પુનરૂદ્ધાર થશે એવી કલ્પના તેમને થઇ આવી. વળી સુરાષ્ટ્રમાંથી અશાંતિ દૂર થઇ, એક સર્વોપરિ સત્તાની સ્થાપના થવાથી, પ્રજા માત્રમાં સ્વસ્થતા પ્રસરશે એવો ખ્યાલ પણ તેમને આવી ગયો. જૂનાગઢના નવાબની સેવા કરવાથી પોતાનો કુળક્રમાગત ધર્મ અદા થશે એટલુંજ નહિ, પરંતુ સુરાષ્ટ્રનાં વિવિધ સંસ્થાનોમાં એક પ્રકારની એકતા લાવી તે તમામને એક અધીશ્વરની પ્રભુતા નીચે લાવી મુકવાથી, સુરાષ્ટ્રનું ભવિષ્યજીવન અધિક ઉજ્જવલ બની જશે એવી ઉન્નત ભાવના પણ તેમને નચાવવા લાગી. પરંતુ એ બધી ભાવનાઓ અનુકૂળ સંયોગોને અભાવે ફલીભૂત થઇ શકે તેમ ન હતી. પોરબંદરમાં બેસી તેઓ ટગર ટગર જોયાં કરતા હતા. એટલામા જૂનાગઢનું ક્ષુભિત વાતાવરણ તેમની દ્રષ્ટિએ પડયું. જૂનાગઢની બહાર દ્રષ્ટિ ફેરવી તો અખિલ સુરાષ્ટ્રમાં અંતઃકલહ પ્રવર્તી રહ્યો હતે; કાંટીયા વર્ણના લોકો ઉદ્ધત બની લોકપીડક બની ગયા હતા; પ્રજામાત્રમાંથી સુખસંપત્તિના અંશો ઉડી જતા હતા; સ્વાર્થસાધકોનો દોર વધી પડયો હતો; વ્યવસ્થા વનવાસ ગઇ હતી, અને સુરાષ્ટ્ર-પ્રાચીન સુરાષ્ટ્રનું ગૌરવ લગભગ નષ્ટ થઈ જવા આવ્યું હતું.

અમરજીએ દીર્ઘદ્રષ્ટિ વાપરી તકનો લાભ લીધો. પોતાના સ્વામી આરબ જમાદાર સાલમીન પાસે તેમણે જૂનાગઢ જવાની રજા માગી, અને ભાગ્યોદય કરાવનારી રજા તેને અસંકોચે મળી. અમરજી જૂનાગઢ ગયા, અને નવાબની કને જઇ તેમણે નોકરી કરવાની ઇચ્છા દર્શાવી. અમરજીનું આગમન નવાબ સાહેબને પ્રિયકર થઇ પડયું. ઉપરકોટના કિલ્લામાં આરબો ભરાઇ બેઠા હતા તેને હાથ કરવા માટે નવાબે ઘેરો ઘાલેલો; પરંતુ તેનું ફળ કાંઇ આવ્યું

મંગલાચરણ.

હતું. તેટલા માટે તે કિલ્લો જીતવાનું કામ અમરજીને સોંપવામાં આવ્યું, અને તે કાર્ય ફતેહમંદ થાય તો વધારે કદર કરવાનું વચન નવાબ તરફથી આપવામાં આવ્યું. અમરજીએ સાહસ કરી તે કામ કરી આપવાનું માથે લીધું. દૃઢતા શું નથી કરી શકતી ? કુશાગ્રબુદ્ધિને કયો માર્ગ અગમ્ય છે ? અમરજીએ પાસો નાંખ્યો અને બાજી માંડી. ભાગ્યદેવીના કૃપાથી ઉપરકોટનો કિલ્લો જીતાયો, અને અમરજીનું માન નવાબ સાહેબના દરબારમાં વધી જવાપામ્યું. ઉદ્યમ કર્યો વિના ભાગ્ય ફળતું નથી. અમરજીએ શુદ્ધ સંકલ્પ કરી તેની સિદ્ધિ અર્થે સ્વાશ્રયી થઇ ઉદ્યમ કર્યો, અને તેનું ફળ તેને મળ્યું. તેના ભાવી મહોદયનું બીજ રોપાયું, અને તેના મનોરથોને ગતિમાં મુકવાના માર્ગ તેમને મળી આવ્યા. નવાબ સાહેબે પ્રસન્ન થઇ તેમને પોતાના સેનાધિપતિને પદે નિયોજ્યા, અને અમરજીને પોતાના ક્ષાત્રધર્મ આચરી બતાવવાની ભૂમિકા પ્રાપ્ત થઇ ગઇ.

અમરજીનાં નીતિસૂત્રો.

અમરજી હિંદુ હતા—ઉચ્ચ વર્ણના નાગર બ્રાહ્મણ હતા. જમાદાર સાલમીન ઇસ્લામી ધર્મનો હતો એ દૃષ્ટિએ જોતાં પરસ્પર વિરૂદ્ધ જેવા ગણાતા બે ધર્મના અનુયાયીઓ વચ્ચે ઐક્ય થયું હતું. જે ચાતુર્યથી અમરજીએ પોતે તથા તેના યશસ્વી પૂર્વજોએ મુસલમાન સ્વામીઓની સાથે ગાઢાનુરાગ બાંધ્યો હતો, તેજ ચાતુર્યનો ઉપયોગ અમરજીએ જૂનાગઢના દરબારમાં પણ કર્યો. જૂનાગઢના નવાબની ચઢતી કેવી રીતે કરવી, એ બાબતની યોજનાઓ તો તેના મગજમાં રમી રહી હતીજ. મુસલમાન લોકો સિપાઇગિરીને લગતા કામમાં વધારે ઉપયોગી થઇ પડશે તે તેણે જોઇ લીધું હતું; પરંતુ તે સાથે તેણે એવું પણ અનુભવેલું કે, વ્યવસ્થા રાખવા રખાવવાનો ગુણ જોઇએ તેટલા પ્રમાણમાં તેમનામાં નહિ હતો. આટલા ખાતર, વ્યવસ્થાપક

તરીકે તેમણે હિંદુઓને નિયોજ્યા. પોતાના ભાઈઓ તથા પોતાના વિશ્વાસને પાત્ર થયલા પોતાના જ્ઞાતિબંધુઓ તથા ઈતર વર્ણના હિંદુઓને તેણે ક્ષાત્રધર્મ બજાવવાના કામ ઉપરાંત બુદ્ધિથી કરવાનાં કાર્યો સોંપ્યાં, અને મુસલમાન વગેરે લડાયક લોકોને તેમણે લશ્કરી ખાતામાં દાખલ કરી તેમની કનેથી લડવાનું કામ લીધું. અમરજી પોતે પોતાના જ્ઞાતિબંધુ સહુ ઓરણાંગણ વિષે સેનાના અગ્રભાગમા જઇને ઉભતા, અને પોતાનાં માથાં પોતાના સૈનિકોની સાથે રહીને જોખમમાં રાખતા હતા. અર્થાત્, અમરજીએ હિંદુ-મુસલમાનનું ઐક્ય ઘણી કુશળતાથી કર્યું હતું, અને તે એટલે સુધી કે, તે ઉભય લોકો એકબીજા ઉપર આવી પડતી વિપત્તિના સમયમાં પણ એક બીજાના બાંધવ થઇને અડગ ઉભા રહેતા હતા. દીવાન અમરજીની તથા તેના પુત્રોની જીવનકથાના વાચકોને ઉક્ત સત્ય સમજાવવાની જરૂર રહેશે નહિ. જગન્નાથ ઝાલાએ પહેલા નવાબની સેવા આવાજ સિદ્ધાંતથી કરી હતી; અમરજીએ એ સિદ્ધાંતને અધિક પુષ્ટિ આપી પલ્લવિત કર્યો હતો; અને જૂનાગઢના બાબી નવાબોએ ઉત્તરોત્તર એ મહા મંત્રનું સ્મરણ રાખી પોતાની હિંદુ તથા મુસલમાન પ્રજા ભણી સમદ્રષ્ટિ દાખવવાનું ચાલુ રાખેલું છે. વળી જૂનાગઢનો ઇતિહાસ તપાસતાં માલૂમ પણ પડે છે કે, બાબી નવાબોએ ખાસ અમુક અપવાદ સિવાય, હંમેશાં મંત્રીપદ ઉપર હિંદુઓનેજ નિયોજ્યા છે, અને સિપાઇગિરીનાં કામોમાં મુસલમાન લોકોથી કામ લીધેલું છે. જૂનાગઢના હિંદુ-મુસલમાન લોકોમાં એકબીજા પ્રતિ કડવી લાગણી જોવામાં નથી આવતી તેનું કારણ બીજું એક પણ નહિ, પરંતુ ઉક્ત પ્રકારની વ્યવસ્થાપુરઃસર થયેલી યોજનાજ છે. આ વિષય ઉપર ઉદાહરણો આપી ઘણું કહી શકાય તેમ છે, પરંતુ વિસ્તારભયથી અત્ર વિરમવું પડે છે. હવે આપણે અમરજીનો બીજો નીતિમંત્ર તપાસીશું.

અમરજીનો બીજો નીતિમંત્ર એ હતો કે, એકવાર એક વ્યક્તિને સેવ્ય માન્યા બાદ તેનો કદિ પણ તિરસ્કાર ન કરવો. આ મંત્રનું રહસ્ય યથાર્થતઃ બહુજ થોડા સમજી શકે તેમ છે. અમરજીના પૂર્વજોએ એ મંત્રનું શબ્દશઃ પાલન કર્યું હતું; અને નાગરજ્ઞાતિનો આખો ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે, ઉક્ત મત્ર નાગરજ્ઞાતિમાં સર્વવ્યાપક થઇ રહેલો હતો–અને છેજ. સેવ્ય કે સ્વામીની ભાવના બદલાયા છતાં કોઈ પણ નાગર–સેવકની ભાવનામાં વિકાર થયો હોય એવો દાખલો કોઇ રાજ્યના કે નાગરજ્ઞાતિના ઇતિહાસમાંથી વિરલજ મળી શકે તેમ છે. સામાન્યતઃ, રાજપ્રકરણમાં નાગરોની નીતિ સેવ્ય-વ્યક્તિની સેવા કરી અટકી બેસવાની હોતી નથી; તેઓ જેટલે અંશે સેવ્ય–વ્યક્તિને સેવતા આવ્યા છે તેના કરતાં સેવ્યનું જે પદ તેને અધિક અંશે ભજતા આવેલા છે; સેવ્ય–વ્યક્તિના હિત કરતાં તેઓ, સામાન્યતઃ, તેના પદના હિત ખાતર પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ કરતા રહ્યા છે. અર્થાત્, રાજહિત કરતાં રાજ્યહિત વધારે સંભાળવું એવું નીતિસૂત્ર તેમણે પાળેલું છે, અને તદનુસાર તેમણે પોતાના સ્વાર્થને ભોગે પણ પોતાનાં આચરણ રાખેલાં છે. અમરજી દીવાને નવાબથી તિરસ્કૃત થતાં પુનઃ તેની સેવા સ્વીકારી પોતાનો ધર્મ બજાવ્યો હતો. નવાબ હામદખાનજીના સમયમાં તેનું દગાથી ખૂન થતાં તેના પુત્રોએ રાજ્યહિત વિચારી સેવ્યસેવક સંબંધ તેના રહસ્ય પ્રમાણે આચરી બતાવ્યો હતો. ટુંકામાં કહીએ તો, જૂનાગઢનો ઇતિહાસ ઉક્તમંત્રનાં અનેક ઉદાહરણો પૂરાં પાડી શકે તેમ છે. કૃતઘ્નતાનો બદલો કૃતજ્ઞતાથી વાળવો એ જો શ્રેષ્ઠ પ્રકારનો સદાચાર કહેવાતો હોય તો, એ સૂત્રને અવલંબી ચાલનાર દીર્ઘદૃષ્ટિવાળા ઉક્તવર્ગના રાજપુરૂષોને ધન્યવાદ આપ્યા વિના ચાલે તેમ નથી.

અમરજી હવે જૂનાગઢમાં ઠરીઠામ થઇ ગયા છે. પોતાના ઉચ્ચાશયને ફલીભૂત કરી આપે તેવાં સાધનો તેને પ્રાપ્ત થઇ ગયાં છે. અનુકૂળ સંયોગો સુરાષ્ટ્ર-ગૂજરાતમાં થઇ આવ્યા છે. ઇ. સ. ૧૭૬૧ માં થયલા પાણીપતના મહાયુદ્ધથી મરાઠી સત્તાને કદિ પણ કળ ન વળે તેવો ફટકો વાગી ગયો છે. નિર્બળ-પક્ષહીન થઇ ગયલી દિલ્હીની અધીશ્વરતા અધિકાંશે નિર્બળ બની જવા પામી છે. ત્યારે હવે તે પોતે શાન્ત કેમ રહી શકે? ઉત્સાહી મનુષ્યનાં મન ચંચળજ હોય છે; નિરૂદ્યમી થઇ તેઓ બેસી શકતાં નથી; વૈભવથી તેમની આત્મજ્યોતિ ઝાંખી પડી જતી નથી. અમરજીએ પોતાની સેના એકઠી કરી, અને નવાબ સાહેબ કનેથી છીનવાઇ ગયલા પ્રદેશો પ્રથમ પુનઃ પ્રાપ્ત કરી લેવાનું કામ આરંભ્યું. બે વર્ષ પૂર્વે બીબી સાહેબા સુલતાને વેરાવળ ખૂચવી લીધેલું તે પાછું મેળવવા અર્થે તેમણે પોતાના લશ્કર સાથેપ્રયાણ કર્યું, અને રાત્રીને સમયે જ્યારે ચંદ્રજ્યોત્સ્ના પૃથ્વીપટ ઉપર રેલાઇ રહી હતી ત્યારે તેમણે પોતાનો વિજયધ્વજ વેરાવળના કોટ ઉપર રોપી દીધો. આ કાર્ય કરવામાં ઉભય પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયલું, અને શત્રુઓનો સંહાર પણ બહુજ થયો હતો. આવી રીતે અમરજીએ પોતાનું પાણી બતાવવા માંડયું-પોતાની શારીરિક સંપત્તિનો શુભ ઉપયોગ રાજ્યલાભાર્થ કરવા માંડયો. સુરાષ્ટ્રનું રાજ્ય કે જે ખંડિત થઇને છિન્નભિન્ન અવસ્થામાં આવી પડયું હતું, તેનો પુનરૂદ્ધાર કરી તેને એક મહારાજ્યના પાયા ઉપર મુકી દેવા અર્થે જે ભગીરથ પ્રયત્નો પોતાને કરવાના હતા તેને લગતું મંગલાચરણ તેમણે ઉક્ત વિજય પ્રાપ્ત કરીને કરી દીધું.

અમરજીની ઉજ્વલ જયપરંપરા.

પગલું માંડતાં વિજય તો થયો; પરન્તુ તે વિજયના પરિણામમાં અમરજીની નીતિભાવનાની કસોટી કરાવનાર પ્રસંગ પણ ઉભો થઇ આવ્યો. નવાબ સાહેબે વેરાવળના સુંદરજી દેશાઈ નામના કુળવાન ગૃહસ્થના ઘરની સ્ત્રીઓનું અપમાન કરવાનો વિચાર કર્યો. પરન્તુ અમરજીને તે વાત રૂચિકર ન લાગી, અને તેમણે નવાબ સાહેબને તેવું નિંદ્યકર્મ કરતા અટકાવી દીધા. નૈસર્ગિક પ્રભુતાનો પ્રભાવ અજબ હોય છે. હાએ હા ભણી સ્વામીની પ્રીતિ સંપાદન કરવી, એવો અમરજીનો નીતિમાર્ગ ન હતો. કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી સેવા કરનાર સેવ્ય—વ્યક્તિનુંજ હિત વિચારે છે, અને હિતનીજ વાત પોતાના સ્વામી આગળ સ્પષ્ટતાથી તે કરે છે. પોતાના અમલ દરમ્યાન પોતાના સ્વામીના ઉપર કોઇ પણ પ્રકારનું કલંક લાગી જાય તો તે પોતાનીજ કીર્તિમાં ન્યૂનતા આણી દેનારૂં ગણાય, એવી તેમની બુદ્ધિ હતી. ઇતિહાસ ગુણદોષમાપક શાસ્ત્ર છે; તેથી હરકોઇ રીતે રાજાને રીઝવી સ્વકાર્ય-સ્વાર્થની સિદ્ધિ કરી લેવામાં નીતિનિપુણતા સમાયલી છે એવું સમજનારા મંત્રીઓએ બહુજ ચેતવાનું છે. અમરજી તાત્કાલિક લાભની દરકાર નરાખી ભવિષ્યમાં પ્રાપ્ત થનાર યશોધનને માટે, ઇંતેજાર હતા, અને તેથી તેમણે મંત્રરૂપી અંકુશનો ઉપયોગ કરી; નવાબરૂપી માતંગને ખાળી રાખ્યો. પરિણામમાં દેશાઈના કુટુંબની આબરૂનું પાલન થયું; નવાબ સાહેબ કલંકથી બચી ગયા; અને સેનાધિપતિનું ગૌરવ અખંડિત રહી ગયું. આ સર્વ બીના બની તે સમયે અમરજીનું પદ માત્ર સેનાધિપતિનું હતું. નવાબ સાહેબના મંત્રીપદ ઉપર તો પોપટ પારેખ ત્રણ દિવસ, ઝવેરચંદ વીશ દિવસ, અને મૂળચંદ પારેખ એક માસ પર્યંત અનુક્રમે રહ્યા હતા; પરંતુ તેમના કાર્યભારમાં અંધાધૂંધી તથા અવ્યવસ્થા પ્રવર્તી રહી હતી, તેથી તેમને તે ઉચ્ચપદ છોડી દેવાની ફરજ પડી ગઈ હતી. નવાબ

સાહેબે અમરજીને મુખ્ય મંત્રીના પદ ઉપર નિયોજ્યા, અને તે દિવસથી તેમના ખભા ઉપર રાજ્યને લગતી તમામ પ્રકારની પ્રવૃત્તિ કરવાનો ભાર આવી પડયો. અમરજી કે જે અત્યાર સુધી કેવળ સેનાધિપતિ હતા, તેઓ ઉક્ત પ્રકારના દશાન્તરથી હવે દીવાન અમરજી થઇ ગયા. નવાબ સાહેબે જ્યારે તેમને દરબાર ભરી મંત્રીપદ અર્પણ કર્યું, તે સમયે જૂનાગઢમાં અતિ હર્ષ વ્યાપી ગયો હતો. આ વખતે બાટવાના શેર ઝમાનખાને જૂનાગઢ જીતી લેવાના ઇરાદાથી લશ્કર સાથે આવી, શહેરની બહાર પડાવ નાખ્યો; પરન્તુ દીવાનજીના પ્રતાપે તેને ત્યાંથી તુર્ત નાસી છૂટવું પડયું. એજ વર્ષમાં કુંપાવાળા કાઠીએ અમરજીની મદદ માગી. અમરજી તો સજ્જ જ હતા. તેમણે શસ્ત્ર બાંધી, સૈન્ય લઇ જઇ લૂટારાઓનું આશ્રયસ્થાન જે ઢોલખાનીઆ હતું તેને જીતી જમીન-દોસ્ત કરી નાખ્યું. આ કાર્યની સમાપ્તિ કરી તેમણે કુંતલપુર (કુતિયાણા) ભણી કૂચ કરી તેનો કિલ્લો હસ્તગત કરી લીધો, અને પોતાના નાનાભાઇ ગોવિંદજીને ત્યાં અધિકાર ઉપર સ્થાપી દીધા. ગોવિંદજી તે પદે પોતાના જીવન પર્યંત રહ્યા, અને તેમના પછી તે કિલ્લો તેમના પુત્ર મંગળજીના હાથમાં ઈ. સ. ૧૭૯૩ સુધી રહ્યો હતો. આ પ્રમાણે રાજ્યનિષ્ઠ અમરજીની ચઢતી કળા થવા લાગી. તેના ઉદય પામતા ભાગ્યભાનુનાં કિરણો સર્વ દિશામાં સ્ફુરવા લાગ્યાં. ઠેકઠેકાણેથી તેમનું સાહાય્ય મગાવા લાગ્યું. તેમનો કીર્તિધ્વજ આકાશમાં ફડફડાટ ધ્વનિ કરવા લાગ્યો. વિજયશ્રીના પ્રસાદની વૃષ્ટિ તેમની ઉપર થવા લાગી. ભાવનગરના ભૂપાળ વખતસિંહે તેમનું સાહાય્ય મેળવવાને આમંત્રણ મોકલ્યું, અને તેનો તેમણે સ્વીકાર કરી, ભાવનગર ભણી જઇ, તલાજાનો કિલ્લો જીત્યો. તલાજાવાળા કોળી જાતિના પ્રતિપક્ષીઓ તરફથી શૌર્યયુક્ત યુદ્ધ

બચાવવામાં આવેલું; તેમાં અમરજીના પોતાના પગમાં ગોળી પણ વાગેલી; પરન્તુ ધીર અમરજી અજીત હતા, અને અન્તે જય પામ્યા. અરિગણે ખંડણી આપવાનું કબૂલ કર્યું, અને અમરજી જૂનાગઢ તરફ પાછા ફર્યા. સેવાપરાયણ યુદ્ધવીર દીવાનની સેવાથી પ્રસન્ન થઇ નવાબ સાહેબે તેમને રાજ્યચિહ્નોની બક્ષીસ કરી. અમરજીનું માન વધી ગયું. પણ માનથી અભિમાની બની જાય તેવા તેઓ ન હતા. એવું પણ કહેવામાં આવે છે કે, દીવાનના ઉપનામથી તેમને કોઇ બોલાવતું કે લખતું તો તે તેમને પ્રિય લાગતું ન હતું. નમ્રતા ઉચ્ચતા પ્રાપ્ત કરાવનારી છે. દીવાનજીની નમ્રતાએ તેમને ઉન્નતપદ પ્રાપ્ત કરાવ્યું છે. ઇ. સ. ૧૭૭૧ માં માંગરોળ (મંગલપુર) ના શેખમીયાંએ બંડ કર્યું, અને તેથી તેની સામે દીવાનજીનો વિજયી વાવટો ચાલ્યો. તેના ચાર કિલ્લા—સીલ, દીવાસા, મહીયારી અને બગસરા, તેમણે જીતી લીધા, અને માંગરોળ ઉપર ઘેરો ઘાલી તેને તોપના મારથી ઉડાવી દેવાનું શરૂ કરી દીધું. આ વિગ્રહ વિષે દીવાનજી જે અશ્વ ઉપર આરૂઢ થયા હતા તેની ઉપર અગિયારવાર તરવારના ઘા થવા પામ્યા હતા; પરન્તુ દીવાનજી તેથી ડગેલા નહિ. શેખમીયાં અન્તે પરાજય પામેલો, અને તેણે પોતાના પ્રગણાનો અર્ધ ભાગ નવાબ સાહેબને સ્વાધીન કરી દીધો હતો.

એજ વર્ષમાં અમરજીના પિતા કુંવરજી પુત્રકીર્તિથી સંતુષ્ટ થઇ સંન્યાસ ધારણ કરી વિદેહ થયા, અને અમરજીને પોતાના કુટુંબનું મંત્રીપદ પણ પ્રાપ્ત થઇ ગયું. નવાબ સાહેબના રાજ્યની સીમા દિનપ્રતિદિન વિસ્તાર પામવા માંડી, અને તે સાથે અમરજીનો પ્રવૃત્તિપ્રદેશ પણ વૃદ્ધિ પામવા લાગ્યો. સુરાષ્ટ્રની ભૂમિમાતા

પણ વ્યવસ્થા કરનાર સુપુત્રના જન્મથી અભિમાન લઇ તેના કોડ પૂરવા લાગી.

આ બનાવ બની ગયા પછી અમરજી દીવાનને પોતાનો પરોપકારક સ્વભાવ પ્રદાશત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ આવ્યો. તેમને વિશુદ્ધ રાજકતા વિશેષ પ્રિય હતી. પોતાના દેશના નૃપતિઓના નામને લેશ માત્ર પણ કલંક લાગે તો તે પોતાને કલંક લાગવા બરોબર તેઓ લેખતા હતા. તેઓ ઉદારચિત્ત તો હતાજ; આત્મ-પ્રતિષ્ઠાના તેઓ હીમાયતી હતા. કચ્છના રાજા રાવ ગોડજી પોતાના આરબ જમાદારોને પગાર આપવાને અશક્ત થઇ પડ્યા, તેથી તેમણે પોતાના મુત્સદ્દી નાગરોને ઓળમાં આરબોને સોંપી દીધા. મુત્સદ્દીઓ અગણિત દુઃખોને અધિન થતા હતા. દીવાનજીને આ વાતની જાણ થતાં તે દાનવીરે રાવ ગોડજીનું માન સાચવવા અર્થે તથા પોતાના જ્ઞાતિબંધુઓને કષ્ટમુક્ત કરવાના વિચારથી તે આરબોનો પગાર પોતાના ધનથી ચૂકાવી આપ્યો; એટલે એ શુભ કાર્યના બદલામાં કચ્છનરેશ તરફથી તેમનો સત્કાર કરવામાં આવ્યો એટલુંજ નહિ, પરંતુ તે કૃતજ્ઞ નૃપતિએ દીર્ઘકાળપર્યન્ત દીવાનજીને પ્રસંગે પ્રસંગે ભેટ ઇનામાદિ મોકલવાનું પણ ચાલુ રાખ્યું હતું. દીવાનજીનું આવા પ્રકારનું પરદુઃખભંજક કાર્ય પ્રશંસાપાત્ર છે; કારણ કે કચ્છાધિપતિ તેમના સ્વામી ન હતા, છતાં તેમના હૃદયમાં જે ઉક્ત પ્રકારની શ્રેષ્ઠ સ્ફુરણા થઇ આવી, તે તેમની પરોપકારવૃત્તિ તથા પ્રજામાં સ્વાસ્થ્ય પ્રવર્તાવવાની ઉત્કંઠાનુંજ પરિણામ હતું. ધન્ય છે વળી તે ભૂપાળને કે જેણે દીવાનજી જેવા ઉગતા બાલાર્કની પૂજા કરવામાં તથા તેને યોગ્ય પુષ્પવડે વધાવી લેવામાં ચિત્તસંકોચ પણ કર્યો નહિ. કૃતજ્ઞતા આડુઅવળું

જોનારી નથી. તેનો માર્ગ સીધો છે. મનુષ્યમાં રહેતા મનુષ્યત્વનું માપદર્શકયંત્ર કૃતજ્ઞતા છે. કૃતજ્ઞતાની ઓછપથી આપણી માણસાઇનું મૂલ્ય ઓછું અંકાય છે. દીવાનજી પરકલ્યાણસાધક હતા. તેમણે ઉક્ત કાર્ય કરી વાઘેરો કે જેઓ યાત્રાળુઓ, પ્રવાસીઓ તથા વખતેવખતે પેશ્વા, ગાયકવાડ આદિનાં સૈન્યોને પણ લૂટતા હતા અને સુરાષ્ટ્રમાં ધાડ પાડી પ્રજામાત્રને રંજાડતા હતા, તેમને શાસિત કરવાને પોતાની સેનાને ગતિમાં મુકી. વાઘેરોનો પરાજય કરી સર્વ પ્રદેશોમાં શાન્તિ-દેવીની વિભૂતિની સ્થાપના કરી દીધી. દીવાનજીનું આ કાર્ય તેમની વ્યવસ્થાબુદ્ધિને બતાવનારૂં ગણી શકાય. ત્યાર પછી તેમણે બાબરિયા કાઠીઓને હરાવ્યા, અને તેમની કનેથી દંડ લઇ, પોતાની સેનાને ઉના ભણી પ્રયાણ કરાવ્યું. તે શહેરના કસ્બાતીઓ સામા થયા, અને તેમણે દીવાનજીના પુત્રવત્ તોપચીના તાબામાં રહેતા તોપખાના ઉપર હુમલો કર્યો. પરન્તુ તે કુશળ તોપચીએ એવી તો ચતુરાઇથી તોપનો મારો ચલાવ્યો કે, પ્રતિપક્ષીઓની હિમ્મત હઠી ગઇ, અને તેમણે દીવાનજીનું શરણ લઇ દંડ દેવાનું કબૂલ પણ કરી લીધું. એ લડાઇમાં તે તોપચી કે જેનું નામ પિપિ હતું તેનું મરણ થયું, અને દીવાનજી કસ્બાતી શેખ તાહિરના પુત્રને દંડની વસુલાત કરાવવાની ખાતર જૂનાગઢ લઇ ગયા. આની રીતે જૂનાગઢના બાબી રાજ્યની સેવા કરવામાં દીવાનજી પોતાનાં વ્હાલાં બાળકોનો પણ ભોગ આપવામાં એક પળ પણ પાછા હઠતા નહિ. પોતાનો વા પોતાનાં પ્રિયજનોનો વિનાશ થાય તો ભલે; પરન્તુ ભક્તિપરાયણતામાં અલ્પાંશે પણ ન્યૂનતા આવવા દેવી નહિ, એવો તેમનો સુસિદ્ધાન્ત હતો. પ્રથમ રાજ્યભક્તિ-ધર્મ; પછી સ્વાર્થ, એ સૂત્રના તેઓ ઉપાસક હતા. ક્ષરશરીર પડશે પરન્તુ અક્ષર કીર્તિ રહેશે,

એ વચનમાં તેમની શ્રદ્ધા અડગ હતી. દીવાનજીના ભાગ્યમાં વિશ્રાન્તિ બહુજ થોડી હતી. અવિરત પરિશ્રમ લેવામાંજ તેમનું સુખ સમાયલું હતું. પ્રવૃત્તિમગ્ન જીવનજ મનુષ્યની ઉન્નતિ કરનાર છે. પ્રવૃત્તિ બાહ્ય ઉપાધિઓનો વિનાશ કરનારી અને પરમાર્થસિદ્ધિ કરાવનારી શક્તિ છે. વળી દીવાનજી એવા સંયોગોમાં મુકાયલા હતા કે 'મારે તેની તરવાર' એ વાકય અનુસાર વર્તન રાખ્યા વિના ચાલેજ નહિ. બાહુબળ તે સમયની રાજનીતિનું વિશિષ્ટ લક્ષણ હતું. નિરાંતે બેસીને ખાવાનું લોકો સમજતા નહતા. આવા સમયમાં દીવાનજી જેવા વીર નાયકને આરામ લેવાની વાત ઉપર મીઠું મુકયા વગર કેમ ચાલે ? તેમનો દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો જતો અભ્યુદય તે સમયના તિમિરાવૃત્ત સુરાષ્ટ્રમાં જોરાવર ગણાતા અને પોતાના મનમાં સ્વશક્તિનું અભિમાન ધરાવનારા લોકોને કણાંની માફક ખટકવા લાગ્યો. ગોંડળવાળા કુંભાજીની ધારણા જૂનાગઢ પરત્વે ઇષ્ટ પ્રકારની નહતી. દીવાનજીનો તે એક સમર્થ પ્રતસ્પર્ધી હતો; પરન્તુ દીવાનજીની સામે છાતી કાઢી ઉભવાના કરતાં પ્રપંચાદિથી પોતાનું કાર્ય સિદ્ધ કરી લેવામાં તે કુશળતા સમજતો હતો. તે સારી પેઠે જાણતો હતો કે, જયાં સુધી દીવાનજીના દેહમાં પ્રાણ છે,ત્યાં સુધી પોતાના મનોરથને કોઇ પણ રીતે સિદ્ધ કરી શકાય તેમ નથી. આવી સ્થિતિ હોઇને કુંભાજીએ પરરાજયોની મદદ લઇને પણ અમરજીના ઐશ્વર્યને તોડી નાખવાનો યત્ન આદરી દીધો. સુરાષ્ટ્રના ઇતિહાસમાં વિક્રમની ઓગણીસમી સદી ખરેખર ચિત્તાકર્ષક થઇ પડે તેવી છે. આ સદીમાં સુરાષ્ટ્રની ભૂમિએ મહત્ત્વાકાંક્ષી પુરૂષોને જન્મ આપ્યો છે. ઉત્તર સુરાષ્ટ્રમાં મેરૂ ખવાસ, મધ્ય સુરાષ્ટ્રમાં કુંભાજી, અને દક્ષિણ સુરાષ્ટ્રમાં દીવાન અમરજી; એ ત્રણ મહત્ત્વાપેક્ષી વ્યક્તિઓ પોતપોતાનાં પરાક્રમો કરી બતાવવાને મથી રહી

હતી. આવા કાટેકાટ મળેલા વીરોમાં એક બીજાને દાબી દેવાના વિચારો આવે તો તેમાં શું આશ્ચર્ય ! પરન્તુ મેરૂ તથા કુંભાજીને એટલી ખબર ન હતી કે, કેવળ પાશવ બળ અર્થસિદ્ધિ કરાવી શકતું નથી. ઉચ્ચચર્યાનો ચમત્કાર સાવ જૂદોજ છે. મેરૂ તથા કુંભાજી સમર્થ યોધો હતા; પરન્તુ તેમની ચિત્તવૃત્તિ જોઇએ તેટલી ઉચ્ચગામી ન હતી. દીવાનજી સમર્થ હતા તે સાથે તેમની મનોવૃત્તિમાં મલિનતાનો અંશ ન હતો.

કુંભાજીએ દીવાનજીને મોળા પાડવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાની મદદે ગાયકવાડના લશ્કરને બોલાવ્યું, અને ખુદ નવાબ સાહેબ કે જેને પણ એ સમયે અમરજી ભણી પ્રપંચવશાત્ જરા દ્વેષ થઈ આવ્યો હતો, તેને પોતાના પક્ષમાં ગુપ્ત રીતે લઇ લીધા. કુંભાજીનો ઇરાદો દીવાનજીનો પરાજય કરી, પછી નવાબસાહેબની નિર્બળતાનો લાભ લઇ, તેમને પણ હાથ ઘસતા કરવાનો હતો. કુંભાજી તથા ગાયકવાડનાં લશ્કરો માલાશમડી પાસે છાવણી નાખી પડ્યાં હતાં. તેમણે તક મળતાં જૂનાગઢના લશ્કર ઉપર હલ્લો કર્યો, અને જૂનાગઢનું લશ્કર નાઠું. અમરજીનો મૂળ સ્વામીમિત્ર જમાદાર સાલમીન મરાઠાઓના હાથમાં, સપડાઇ ગયો; પરંતુ આખરે તેને તેમણે છોડી દીધો. આ સમાચાર અમરજીને જૂનાગઢમાં મળતાં તેણે એક પ્રબળ સેના સજ્જ કરી શત્રુઓ સામે કૂચ કરી દીધી, અને અરિગણની છાવણીની સામે પોતાનો વા પોતાનાં નાખી દીધો. કુંભાજીના છક્કા છૂટી ગયા, તેને ભક્તિપરાયણતામાં અલ્પતને છેવટે ઉશ્કેરણી કરનાર બામનીયોજીનો તેમનો સુસિદ્ધાન્ત હતો. મધપૂલ કરી દીધું. દીવાનજીએ ત્યારબાદ અનાતેઓ ઉપાસક હતા. દારશો, અને તેના માલેક બામનીયોજીએ

નો પડાવ
લાગ્યો.

મ્હોટો દંડ દઈ જૂનાગઢનું આધિપત્ય સ્વીકારી લીધું, એટલે સુબોધ અમરજી જૂનાગઢ ભણી પાછા વળી ગયા.

આ પ્રમાણે અમરજી એક તરફ જ્યારે જૂનાગઢના નવાબની વિજયપતાકા અત્રતત્ર સર્વત્ર ફરકાવતા દિગ્વિજય કરતા ફરતા હતા, ત્યારે બીજી તરફથી તેમના શત્રુઓ જેવા કે બકાલ ભીમ ખોજો, ગુલાબરાય મ્હેતા, ખુશાલરાય, મુગટરામ ભગત, જગજીવન કીકાણી અને બીજા નાગરો વગેરે સુરાષ્ટ્રના નૃપતિ, નિર્બળ મનના નવાબના કર્ણમાં વિષ રેડવાના કામમાં પ્રવૃત્ત થઇ ગયા હતા! ખરેખર, અખંડ સમૃદ્ધિ અસૂયા ઉત્પન્ન કરાવનારી છે. સાધુતાને સંકટનો સંપર્ક હોય છેજ. રાજલોભ શું શું અનર્થો નથી કરાવતો? દીવાનજી જેવા પોતાના સ્વામીને માટે નિરંતર શ્રમ ઉઠાવતા શૂરા સરદાર-મંત્રીની સામે આવા આવા પ્રપંચો રચવામાં આવે તે અલ્પ ખેદકારક નથી. નીચવૃત્તિથી પ્રેરાયલાં, સ્વાર્થને માટે પરમાર્થને બોળનારાં, દ્વેષ અને મિથ્યાગર્વ કરનારાં મનુષ્યો આવા ભૂપતિની પાસે રહી ન કરવાનાં કર્મો કરાવે છે; અને રાજ-હિત ન સમજનારા તથા સ્વશક્તિનું મૂલ્ય વધારે પડતું આંકનારા મોહાધિન નરેશો તેવાં મનુષ્યોનાં મધીયાં વચનોથી ફૂલાઇ-ઠગાઈ જઇ તેમના હાથમાં રમકડાં રૂપ થઈ રહે છે. ભોળા નવાબ સાહેબે દીવાનજીને તેના ભાઇઓની સાથે કારાગૃહના વાસી બનાવી દીધા. ત્હાડ તડકો સહન કરીને જીવને જોખમે સેવા કરનાર, સેવકધર્મ બજાવવા જતાં પોતાનીજ દ્રષ્ટિ આગળ પોતાનાં પ્રિયજનોને શત્રુ-ઓના શસ્ત્રપ્રહારથી યુવાવસ્થામાં પોતાનાં આશાપૂર્ણ જીવિતને મૃણાલ તંતુઓની પેઠે તોડી નાખતાં વિલોકનાર, એકનિષ્ઠાનું વ્રત આચારનાર, રાજહિત કરવા જતાં દેશવિદેશના લોકો તથા ભૂપા-ળોની આંખમાં કણુની સમાન ખટકનાર દીવાનજીને પોતાની સેવાનો

આદલો ઉક્ત રીતિએ મળે, એ જો કાળનો પ્રભાવ નહિ તો અન્ય શું ? ઇ. સ. ૧૭૩૩ ના ફાલ્ગુન શુદ ૪ ને દિવસે, દીવાનજીને કેદ કરી તેમની સ્વતંત્રતાને લૂટી લેવામાં આવી, અને તેજ દિવસે તેમના દક્ષિણભુજ રૂપ થઇ રહેલા તેના સ્વામીમિત્ર જમાદાર આલમીનનું દગાથી ખૂન કરવામાં આવ્યું. આલમીનના મરણથી દીવાનજીનું બળ તુટી જશે એવી કદાચિત્ કલ્પના કરવામાં આવી હશે ! પરંતુ દીવાનજી પોતેજ સમર્થ હતા. હવે દીવાનજીની સત્તા ઘટી ગઇ છે, એવું સમજીને નવાબ સાહેબે તેને પાંચ માસ અને ત્રણ દિવસની કેદ ભોગવાવ્યા પછી બંધનમુક્ત કરી દીધા, અને ૪,૦૦૦૦ ચાળીસહજાર જામશાહી કોરીનો તેમની કનેથી દંડ લીધો. દંડની રકમ ભરાતાં સુધી, દીવાનના પુત્ર રઘુનાથજી કે જેમનું વય માત્ર દશ વર્ષનું હતું તેમને ઓળમાં રાખવાનું ઠરાવવામાં આવ્યું. અને દીવાનજી પોતાના કુટુંબપરિવારાદિને લઇને જેતપુર વિષ નિવાસ કરી રહેવાને ઉપડી ગયા. જૂનાગઢના નવાબ સાહેબના પરોપકારી, પવિત્ર સેવક અને સુરાષ્ટ્રના સિંહને વિધાતાએ પોતાની રમત રમાડી. જે દીવાને એક સમય એક પ્રબળ સેનાના અધિપતિપદે રહી જૂનાગઢના રાજ્યની સેવા કરતાં ચારે દિશામાં પોતાના વિજયના ડંકાના પ્રતિઘોષ પડાવ્યા હતા; જે દીવાને અન્નજલની ચિંતા રાખ્યા વિના અનેક કાળરાત્રીએ પોતાનું મસ્તક શત્રુના સમુદાયમાં ઉંચું રાખી જૂનાગઢના નૃપતિનું ગૌરવ રક્ષિત રાખ્યું હતું; જે દીવાને નવાબ સાહેબના નામને સુરાષ્ટ્રના સર્વ ભૂપાળોના નામને શિખરે લાવી મુક્યું હતું; તે દીવાનને પોતાની આશા–પોતાના પ્રાણ–પોતાનું સર્વસ્વ એવા સુકુમાર બાલકને જૂનાગઢમાં પોતાના શત્રુઓની મધ્યમાં સ્વેચ્છા વિરૂદ્ધ મુકી, નગર છોડી દેશવટો લેવાની જરૂર પડી ગઇ ! ટેકને માટે ભેખ લેવાનું તેમણે કબૂલ કર્યું. સ્વમાનની ખાતર

સત્તારૂપી માયાદેવીને તેમણે તિરસ્કારી કાઢી. આપ મુકી તેમણે જો નવાબ સાહેબને રીઝવી દીધા હોત, તો કદાચિત્ તેમને શહેર છોડવું ન પડત. પરંતુ તેમ કરવા જતાં તેમના પુરૂપાર્થને– તેમનામાં રહેલી નૈસર્ગિક પ્રભુતાને ધક્કો લાગત, અને નવાબ સાહેબથી તેનું પાણી મપાઇ જાત. તેથી તેઓ ચુપચુપ ચાલ્યા ગયા. પોતાના અનુગામીઓ કે સુરાષ્ટ્રના અન્ય કોઈ દેશપાલની મદદ લઇ; તેમણે જો નવાબ સાહેબ સામે પોતાનું માથું ઉચકવાનું ધાર્યું હોત, તો તેમ પણ તેઓ કરી શકત. પરંતુ તેમણે જે રાજ-હિતપાલનની નીતિ ધારણ કરી હતી તેનું ઉલ્લંઘન કરવાનું તેમણે યોગ્ય ન વિચાર્યું. રાજાના દોષને માટે રાજ્યને હાનિ કરવાની બુદ્ધિએ તેમને ધર્મમાર્ગથી સ્ખલિત ન કર્યા. તેમણે જોઇ લીધું કે, સંસાર-ચક્ર ઉપર મુકાયલું મૃત્તિકાપિંડરૂપી મનુષ્યજીવન સુખદુઃખ દ્વંદ્વના દંડપ્રહાર વડેજ ઘડાતું જાય છે. પોતાને થતા દુઃખથી દુર્બલ મનના બની અન્યને દુઃખકારક બનવું એ કોઈ પણ રીતે શ્રેયસ્કર નથી, એવું તેઓ માનતા હોય, એમ તેમના ઉત્તરાચારથી જણાઇ આવે છે. દીવાનજીમાં શૌર્ય ઘણુંજ હતું, એટલે શૌર્યને અંગે રહેતું ધૈર્ય પણ તેમનામાં હોય તો તેમાં કશું આશ્ચર્યજનક નથી. ધૈર્ય ધારેલી વાતો બર લાવે છે. નવાબ સાહેબ વિષે અમરજી સંપૂર્ણ વિશ્વાસની દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. પોતાનો સ્વામી નવાબ સમય આવે પોતાનું સ્મરણ કર્યા વિના રહેશેજ નહિ, એવી તેમના મનમાં ખાત્રી હતી. તેમની રાજભક્તિ નિર્મલ અને નિશ્ચલ હતી, એટલે પછી પોતાના પુત્રરત્નને પોતાની ગેરહાજરીમાં પોતાથી વિમુખ બનેલાં નવાબ સાહેબના હાથમાં મુકી જતાં પણ તેઓ શા માટે સંકોચાય? નવાબ સાહેબ જોકે નિર્બલમનના બની ગયલા હતા, તથાપિ તેમના મન-માંથી દીવાનજી તરફનો ભાવ ઉડી ગયો ન હતો. મંત્રીપુત્ર રઘુનાથજીને

આવ્યો હતો એટલેજ અંશે હવે સ્નેહની જ્યોતિ જાગૃત થઈ બેઠી, અને પરિણામમાં દીવાનશત્રુઓની જાળ ત્રોડી સ્વતંત્ર આચરણ કરવા જેટલું મનોબળ તેમને પ્રાપ્ત થઇ આવ્યું. ભીમખોજા વગેરે અમરજીના નિંદકોને પોતાની સમક્ષ બોલાવી તેમને તેમણે કહ્યું, " દીવાન અમરજી જેવો કોઇ પણ મનુષ્ય કોઇ પણ રાજાને પોતાની નોકરીમાં મળ્યો નથી. જેણે જૂનાગઢના દરબારની પ્રતિષ્ઠા વધારી છે, અને જેને કોઇ પણ પ્રકારના દોષ વિના પ્રધાનપદ ઉપરથી દૂર કર્યો છે, તેઓ આ વખતે જેતપુર વિષે રહે છે. તેને સુરાષ્ટ્રનાં સર્વ સંસ્થાનો તરફથી, દીવના પોર્ટુગીઝો તરફથી તથા અખિલ ગુર્જરદેશના રાજવંશીઓ તરફથી તેમની નોકરી સ્વીકારાવવાને નિમંત્રણો આવે છે. તેને જો કે મારી પરવા નથી, તથાપિ તેના વગર જૂનાગઢનું રાજ્ય દિન પ્રતિદિન વધારે નઠારી સ્થિતિમાં આવતું જાય છે. તેટલા માટે જો તમો તમારા જીવની ખેવના કરતા હો, તો તમારે " દીવાનજીની આજ્ઞાનું પાલન કરવું અને તેમને સત્વર પુનઃ બોલાવી આવવું." આ પ્રમાણે સુરાષ્ટ્રદેશતિલક " દેશપતિ દલપતિ દીવાન " ની પ્રતિ નવાબ સાહેબનો દ્વૃષભાવ ગળીને સ્નેહના રૂપમાં પરિણમી જઇ પ્રકાશ પામી ગયો. દીવાનજીના ઐશ્વર્યનું મૂલ્ય તેમને હળવે હળવે જણાવા લાગ્યું. તેમના ઝળમળતા પ્રતાપનાં તેમને સ્વપ્ન આવવા લાગ્યાં. પોતાના રાજ્યની શક્તિ અમરજીમાંજ રહેલી છે એ વાતમાં તેમનો વિશ્વાસ દિનપ્રતિદિન અધિકાધિક દ્રઢ થતો ગયો. પોતાની આસપાસ રહેલા ઉછૃંખલ મનુષ્યોની દુષ્ટતાનો તેમને પ્રત્યક્ષ અનુભવ થવા લાગ્યો, અને રાજ્ય ઉપર આપત્તિનાં જે વાદળાં ચઢી આવવા લાગ્યાં તેથી પોતાના રાજ્યમાં પ્રવર્તવા લાગેલા અંધકારમાંથી દીવાનજી જેવા દૂર જઈ બેઠેલા સૂર્યના તેજની ઝાંખી થવા લાગી.

ક્યારે દીવાનજી પાછા આવે અને પોતે સ્વસ્થ બની નિદ્રાસુખ લઈ શકે, એવા વિચારમાંને વિચારમાં નવાબ સાહેબનું ધૈર્ય અંતે ખૂટી ગયું, અને " શકટનો ભાર જેમ શ્વાન " તાણવાને તૈયાર થયા હોય તેવા અતિ ઉતરતા પ્રકારની બુદ્ધિ ધરાવતાં, નવાબસાહેબને એક સમયે અતિપ્રિય થઈ પડેલા મંત્રીરિપુઓને જેતપુર જઈ દીવાનજીની ક્ષમા યાચી બોલાવી લાવવાની એકાએક આજ્ઞા થઈ ગઈ. ઉપાય ન સૂઝતાં ટેક રાખી ન શકનાર પ્રપંચીઓને જેતપુર જઈ પોતાના ગણી લીધેલા શત્રુને મનાવી લાવવા પડ્યા. એક બાજુથી એ પ્રમાણે દીવાનજીને જૂનાગઢના નવાબ સાહેબ તરફથી નિમંત્રણ આવ્યું. બીજી બાજુએ કચ્છાધિપતિ રાવ ગોડજીનાં માણસો એક ભભકાદાર પોષાક લઈને દીવાનજીને કચ્છ રાજ્યના મંત્રીપદ ઉપર લઈ જવાને માટે આવ્યાં. આ સમયે દીવાનજીએ શું કર્યું તે જોવાનું છે. દીવાનજી કેવળ રાષ્ટ્રભક્ત હતા. તેમના મનમાં પોતાના જૂના સ્વામી પ્રતિ સંપૂર્ણ આદરભાવ હતો. પોતાનો અભ્યુદય જૂનાગઢના નવાબ સાહેબની સેવા કરવાથી જ થયો છે, એવું તેમનું માનવું હતું. નવાબ સાહેબે પોતાને દગો દીધો હતો; પરન્તુ તેમ કરવામાં નવાબ સાહેબના કરતાં તેમના સહચરોનો વધારે દોષ હતો, એવા ઉદાર વિચારથી દીવાનજીનું હૃદય નવાબ સાહેબ ભણી તો સદા નિર્મળજ હતું. વળી પોતે ગ્રહણ કરેલી રાજનીતિનાં સૂત્રોનો પોતાને હાથે ભંગ થાય તે કર્યાકારવ્યા ઉપર પાણી ફેરવવાના જેવું થઈ રહે એવું પણ તેમને લાગ્યું. અપકારને બદલે ઉપકાર કરવામાંજ પોતાનો પુરૂષાર્થ તેમણે ગણી લીધો. આખરે સંપૂર્ણ વિચાર કરી તેમણે આભાર માની કચ્છનરેશનાં મનુષ્યોને વિદાય કર્યાં, અને નવાબ સાહેબની સેવા કરવાનું પુનઃ કબૂલી લીધું. દીવાનજી-વિશ્વાસુ દીવાનજી સત્વરં જૂનાગઢ ભણી

ઉપડી ગયા; અને ત્યાં પહોંચી ગયા એટલે નવાબ સાહેબે તેમને યોગ્ય સન્માન આપી, તેમના પુત્ર રઘુનાથજીને-જૂનાગઢના ભવિષ્યના દીવાનને સોંપી દીધા એટલું તો નહિ, પરન્તુ તેમની અનન્ય રાજભક્તિ તથા આત્મનિષ્ઠાથી પ્રસન્ન થઇને તે ભલા ભૂપતિએ તેમને બે ગામ ઇનામમાં આપી તેમની સેવાની કદર પણ કરી દીધી.

દીવાન અમરજી એ પ્રમાણે પુનઃ મંત્રીપદ ઉપર સ્થાપિત થઈ ગયા. દેશપરદેશ એ મંગળ સમાચાર ફેલાઈ ગયા. દીવાનજીના મિત્રો આનંદ પામ્યા, અને શત્રુઓ ભય પામી ગયા. સંકળાયલો સિંહ છૂટો થતાં વનચરોના હાંજા ગડગડી ગયા. માંગરોળનો શેખમીયાં કે જેણે બંડ કર્યું હતું તે પોતાના હાથમાં ફાંસો નાખી નવાબ સાહેબના દરબારમાં હાજર થઇ ગયો. દીવાનજીએ તેની કનેથી દંડ લઇ માફી આપી, અને શેખે જૂનાગઢનું આધિપત્ય સ્વીકારી લીધું.

આ કાર્ય થઇ રહ્યું કે તુર્ત જ દીવાનજી પાસે ફર્યાદ આવી કે, સૂત્રાપાડાનો જમીનદાર ચાંદપટણી સોમનાથપટ્ટણના લોકોને પીડા કરી રહેલો છે. દીવાનજી સંકટનિવારક તો હતાજ. તેમની વિજયપતાકા હજુ તો ઉડતીજ હતી. તેમણે પોતાની સેના સાથે પ્રયાણ કરી સૂત્રાપાડાને ઘેરો ઘાલી દીધો, અને તોપ ચલાવી તેના કિલ્લાને ઉડાવી દેવાનું શરૂ કરી દીધું. ચાંદપટણીના હોંસકોસ ઉડી ગયા, અને તે પોતાને જીવતો રહેવા દેવાની શરતે તાબે થઇ ગયો. દીવાનજીએ તેને અભયવચન આપ્યું, અને ચાંદ શરણે આવતાં સૂત્રાપાડાનો દુર્ગ અમરજીએ પોતાની ફઇના પુત્ર મહેતા ગંગારામ લાલભાઈના હવાલામાં સોંપી દીધો. આ પ્રસંગે વળી અમરજીની પવિત્રતાની કસોટી થઇ આવી. ચાંદપટણીને એક સુંદર

પુત્રી હતી, અને નવાબ સાહેબે તેની ખુબસુરતી વિષે ઘણું સાંભળેલું હતું. આવો લાગ ફરીથી નહિ મળે એવી બુદ્ધિ થઈ આવતાં, નવાબ સાહેબે ચાંદની કન્યાને બળાત્કારે પણ પોતાની પાસે લઈ આવવાને પોતાનાં માણસોને મોકલી દીધાં. પરન્તુ ચાંદ નવાબ સાહેબની માગણી સ્વીકારે તેમ ન હતો. વળી દીવાનજીએ તેનાં પ્રાણપ્રતિષ્ઠાનું પાલન કરવાનું વચન આપ્યું હતું, એથી દીવાનજીથી પોતાનું રક્ષણ થશે એવું પણ તે માનતો હતો. દીવાનજીએ કર્યું પણ તેમજ. નવાબ સાહેબની ઇચ્છાને ખાળી તેમને તેમણે કલંકિત થતાં બચાવી લીધા.

દીવાનજીની શૌર્યસંપન્નતાની સાથે સદાચારસંપન્નતાથી તેમની કીર્તિ ચારે દિશામાં ફેલાઈ રહી હતી, અને લોક માત્ર તેમની ભણી દૃઢ વિશ્વાસની દૃષ્ટિથી વિલોકતા હતા. મંત્રી રાખવાનું કારણ એટલુંજ છે કે, રાજાને તેના ઉપદેશથી પોતાનાં કૃત્યો ઘડાવવાનું સરલ થઇ પડે. નૃપતિ ગમે તેવો હોય પણ અંતે માનવી છે, અને તેથી તે ભૂલો પણ કરે એ સ્વાભાવિક છે. તેની પાસે શુભ ઉપદેશક હોય છે તો તે સન્માર્ગે ચઢી ખરો પ્રજાપાલક બને છે. મંત્રી રાજાપ્રજાને સંકલિત રાખનાર મંકોડા રૂપ છે, અને તેથી તેનું સ્થાન ચિંતાસ્પદ ગણાય છે. સ્વામીનું અને તે દ્વારા રાષ્ટ્રનું શુભાશુભ અને તેથી ઉત્પન્ન થઇ આવનાર ફળોની વિષે ચિંતન કરવામાં મંત્રીના ધર્મો સમાયલા છે. જ્યાં રાજાને લોકરૂચિને અનુરૂપ શાસનપદ્ધતિ સ્વીકારવાની જરૂર હોતી નથી તેવા દેશમાં તો ખાસ કરીને પ્રભુતાસંપન્ન મંત્રીજ ખરૂં રાજહિત કરી શકે છે; કારણ કે રાજાની ઉપર છાપ પડે તેવા પ્રધાન વિના રાજા પોતાના ધર્મ યથાર્થ બજાવી શકતો નથી. યથાર્થ ઐશ્વર્યસંપન્ન પ્રધાનને અભાવે શાસનપદ્ધતિ કેવળ સ્વેચ્છાચારી થઇ પડે છે,

અને કુશળ ભૂપતિઓ પણ પ્રજાનાં અજ્ઞાત દુઃખોને નિવારી શકતા નથી. પ્રજામતને જે દેશમાં પ્રસિદ્ધિ મળતી નથી તે દેશમાં પ્રજાને થોડું કે ઘણું સુખદુઃખ પ્રાપ્ત થાય છે તો તેનું પ્રમાણ મંત્રીની મદદથી રાજ કરતા રાજાની શક્તિથી કાઢી શકાય છે. આવા દેશમાં મંત્રીની મહત્તા ઘણીજ ગણાય છે; તો પછી જ્યાં રાજા પોતે નિરંકુશ હોય અને બુદ્ધિના વિષયમાં ઉતરતો હોય ત્યાં તેની મહત્તા કેટલી આંકવી? અમરજીની મહત્તાનું માપ તેના સમયના પ્રવાહોનું પૃથક્કરણ કરવાથી કાઢી શકાશે. દીવાનજીનાં એટલાં સુભાગ્ય હતાં કે, તેઓ પંડે જેટલા ધર્મપરાયણ હતા તેટલા નવાબ સાહેબ પોતે પણ તેમનાં વચનો ઉપર વિશ્વાસ રાખનારા હતા. દીવાનજીએ નેક સલાહ આપવાનું અને નવાબ સાહેબે તે પ્રમાણે આચરવાનું ચાલુ રાખ્યું, તો પરિણામ એ આવ્યું કે, સૈન્ય તથા સેવક વચ્ચેનો પ્રેમ દૃઢતમ થઇ ગયો, રાજનીતિ એક તાલે ચાલી રહી, અને જૂનાગઢના રાજ્યની પ્રભુતા અખિલ સુરાષ્ટ્રમાં સર્વમાન્ય થઈ રહી.

ચાંદપટ્ટણીનો પ્રસંગ સમાપ્ત થયો; પરંતુ દીવાનજીને આરામ લેવાના અવકાશ રહેવા દેવાની દૈવેચ્છા ન હતી. જામનગરના જામ તરફથી ઓખામંડળના વાઘેરોને શિક્ષા કરી દેશમાં શાંતિ ફેલાવવા અર્થે મેરામણ ખવાસે દીવાનજીને આમંત્રણ મોકલ્યું. આપણા રણવીરને તો વારજ ન હતી. ઇ. સ. ૧૭૭૪ માં દીવાનજી એક પ્રબળ સેના લઇને ઓખા વિષે જઇ પહોંચ્યા, અને ત્યાં જઇને વાઘેરોના આશ્રયસ્થાનરૂપ ગણાતા પોષીત્રાના અજય્ય અને અભેદ્ય દુર્ગને સુરંગ ફોડી ઉડાડી દીધો, અને વાઘેરોએ સંગ્રહી રાખેલું તમામ ધન પોતાને હાથ કરી લીધું. વિજયાન્તે થતા ઉત્સવાનન્દો ચાલતા હતા તેવામાં, નવાબ સાહેબ મોહોબતખાનજી સ્વર્ગસ્થ થયાના હૃદયવિદારક સમાચાર દીવાનજીને જઇ પહોંચ્યા, અને વિજે-

4

તાઓનાં ચિત્ત શોકસાગરમાં ડૂબી ગયાં. સ્વર્ગસ્થ સ્વામીની ગેરહાજરીમાં તેમના બાલપુત્રનું હિત સંભાળી રાખવાના વિચાર પુણ્યશીલ પ્રધાનના મનમાં સત્વર ઝબકી ઉઠ્યા, અને પરિણામમ દીવાનજી એકદમ જૂનાગઢ ભણી ઉપડી ગયા.

જૂનાગઢ જતાં અમરજીના માથા ઉપર ભારે કામ આવી પડયું. મોહોબતખાનજીના પુત્ર અને ગાદીવારસ હામદખાનજી વયમાં છેક બાલક હતા. પરિણામમાં પ્રપંચો રમાય એ પણ સંભાવ્ય હતું. પરંતુ દીવાનજીરૂપી થાંભ એટલો તો મજબૂત હતો કે, રાષ્ટ્રભવનનું છાપરૂં કોઇ પણ પ્રકારના સંક્ષોભથી ઉથલાઇ પડે તેમ ન હતું. તથાપિ આવા સૂક્ષ્મ પ્રસંગે આવરણ ન આવે તે માટે તેમણે તૈયારી કરી રાખી, સદ્ભાગ્યે કશું નવાજૂનું ન બન્યું; અને દીવાનજીએ સુજાનકુંવરને પેટે અવતરેલા શાહજાદા હામદખાનજીને તખ્તનશીન કરવાની મંગલક્રિયા પૂરી કરી, ઇ. સ. ૧૭૭૫. અમરજી મંત્રીપદ ઉપર કાયમ રહ્યા, અને નવાબ સાહેબ હામદખાનજીએ દરબાર ભરી દીવાનજીને સર્વ અધિકાર સોંપી દીધા. દીવાનજી મુખ્યતઃ ગાદીના નોકર હતા, અને તેથી તેમણે નિવૃત્તિનિવાસ ન સ્વીકારતાં સેવા કરવાનું ચાલુ રાખ્યું. સ્વર્ગસ્થ નવાબ સાહેબ ભણીની પોતાની કૃતજ્ઞતાથી પ્રેરાઇને નવા નવાબ હામદખાનજીની બાલાવસ્થા દરમ્યાન રાજ્યની વ્યવસ્થા યથાર્થ પાળી રાખવામાં પોતાનો ધર્મ સમાયલો છે, એ વિચારે તેમના ચિત્તાકાશને પ્રદીપ્ત રાખ્યું, અને દીવાનજી જમાબંધી કરવાના કાર્ય અર્થે જૂનાગઢની બહાર નીસરી પડ્યા. ઇ. સ. ૧૭૭૬ માં ઝાલાવાડની પેશકશીનો આંકડો નિશ્ચિત કર્યો, અને નવાબ સાહેબની સર્વેશ્વરતાનો ડંકો સુરાષ્ટ્ર-

ના દૂરમાં દૂર આવેલા પ્રદેશોમાં પણ વગડાવ્યો. એ પ્રમાણે જ્યારે જૂનાગઢની સેના ઝાલાવાડ જેવા દૂર પ્રદેશ વિષે રોકાઇ રહી હતી, ત્યારે તેની ગેરહાજરીનો લાભ લઇને બાટવાના જાગીરદાર બાબી આદિલખાન અને મુખ્તારખાંને વંથળીના નાઘોરીઓ તથા કસ્બાતીઓ સાથે ઐકય કરી સરલતાથી વંથળીનો કિલ્લો હાથ કરી લીધો. અમરજીને આ વાતના સમાચાર પહોંચતાં તેમણે એક-દમ આવી વંથળીને ઘેરો ઘાલી દીધો. નવાબસાહેબનાં માતા બીબીસાહેબા સુજાનબાઇને ખૂટવીને પોતાના પક્ષમાં ભેળવી લેવાની ઉક્ત બંડખોર જાગીરદારોએ ઘણી તજવીજ કરી; પણ તે વ્યર્થ ગઇ, એટલે એ સમયે પેશકશી ઉઘરાવવાને સુરાષ્ટ્રમાં આવેલા અમદાવાદના સુબા આણુરાય મહિપતિરાવનું બંડ-ખોરોએ સાહાય્ય મેળવ્યું. દીવાનજીએ ઘેરો ચાલુ રાખ્યો, અને દક્ષિણીઓને પણ સમજાયું કે, દીવાનજીને કશું પણ કરી શકાય તેમ નથી. એ ઉપરથી આખરે આણુરાય સુબાએ અમરજી સાથે સમાધાન કરી લીધું, અને તેમને પોશાક વગેરે આપી બાકીની જમા-બંધી ઉઘરાવવાનું કામ પણ પોતા તરફથી તેમને સોંપી દીધું. પાછ-ળથી અમરજીએ વંથળી ઉપરનો ઘેરો વધારે અસરકારક અને મજબૂત કર્યો, અને છેવટે બંડખોરોને પરાજય આપી નવાબ સાહેબનાં માણસોના હાથમાં તે શહેરને મુકી દીધું.

આ સમયે દીવાનજીની કીર્તિ છેક ટોચે પહોંચી ગઇ હતી. તેમનો ભાગ્યચંદ્ર પૂર્ણિમાનો બની ગયો હતો. તેમનું પ્રાબલ્ય એટલું બધું તો વૃદ્ધિ પામી ગયું હતું કે, જો તેમને સુરાષ્ટ્રના મુખ્ય રાજા થવાની ઇચ્છા થઇ આવી હોત, તો તેઓ તેમ પણ કરી શકત. પરન્તુ તેમને લોભ તો હતોજ નહિ. તેમની વૃત્તિ નિર્મલ તથા

નિશ્ચળ હતી. સેવકના ધર્મો કેવી રીતે અને કેટલો ભોગ આપીને બજાવવાના હોય છે, એ વાતનું શિક્ષણ પોતાના ઉત્તરજોને પોતાના આચારદ્વારા આપવા અર્થે તેમનો અવતાર થયો હતો. તેઓ સ્વભાવે ઉદ્દાત પણ નમ્ર હતા. તેમનામાં ખરૂં નાગરત્વ રહ્યું હતું. સ્વમાન સાચવી, ધીરતાથી, શુદ્ધબુદ્ધિ રાખી કર્તવ્ય કરવામાંજ નાગરતા સમાયલી હોય છે. સુરાષ્ટ્રના ગમે તે પ્રદેશના ઇતિહાસને રાજકીય દ્રષ્ટિથી જો તપાસીશું, તો આપણને પ્રત્યક્ષ થઇ આવશે કે, નાગરમંત્રીઓએ અટગભાવથી રાજસેવા કરવામાં તથા પોતાના સ્વાર્થ અને પ્રાણનો ભોગ આપવામાં કદિ પણ પાછી પાની કરેલી નથી. વસ્તુતઃ સુરાષ્ટ્રનો રાજકીય ઇતિહાસ નાગરજ્ઞાતિના યશોધની પુરૂષોનાં જીવનચરિતોનો સંગ્રહજ છે. વિશ્વાસઘાત કરી સ્વામીની હરકોઇ પ્રકારની નિર્બળતાનો લાભ લેઇ તેવું કરતાં પોતાના ઉત્તરજોને શીખવી જવું એના કરતાં પરમાર્થની યજ્ઞવેદિ વિષે સ્વાર્થનું બલિદાન આપી તે થકી મળતી કીર્તિ કમાવી એ અધિક પ્રિયકર અને ઉચ્ચતર છે એવું આપણા આ વીરેન્દ્રનું માનવું હતું. ગુજરાતના આપણી બાજુના વિભાગમાં જે અંધકાર પ્રવર્તી રહ્યો હતો તેનો નાશ અમરજી જેવા નિર્મળ નિઃસ્વાર્થબુદ્ધિથી પરકલ્યાણાર્થ મથતા ચંદ્રથી ન થાય તો પછી શું કોઇ અન્ય તરલપ્રકાશવાળા દીપકથી થવાનો હતો ? અમરજીમાં સુધાંશુની શીતળતા અને દિવાકરની ઉષ્ણતા-ઉગ્રતા એ ઉભય ગુણોનો વાસ હતો. તેમને રાજલોભ કર્તાં કીર્તિ લોભ વધારે હતો; કીર્તિ પણ કૌટિલ્યથી કમાયલી નહિ, પરન્તુ સરળ અને શુદ્ધ વર્તનના બળથી પ્રાપ્ત કરેલી. તેમને રાજા થવાની શી અપેક્ષા હતી? જ્યાં સુધી નવાબ સાહેબ તેમની ઉપર સંપૂર્ણ વિશ્વાસની દૃષ્ટિથી જોતા હતા; જ્યાં સુધી એક મહા બળયુક્ત સેનાના પોતે પ્રિયનાયક હતા; અને જ્યાં સુધી તેઓ પોતાના

શ્રેયાચારથી પ્રાપ્ત કરેલા ઉત્તુંગશૃંગ ઉપર વિરાજી શકતા હતા; ત્યાં સુધી જૂનાગઢના તો શું, પરન્તુ અખિલ સુરાષ્ટ્રના તેઓ રાજાધિરાજ જ હતા. 'શક્તિ એજ સામ્રાજ્ય' એવો તેમનો સિદ્ધાન્ત હતો. યથાર્થ :શક્તિવાળી વ્યક્તિઓ શું સર્વોપરિ પ્રભુતા નથી સ્થાપતી ? પોતાના મરણ બાદ નવાબ સાહેબ પોતાના કુટુંબ પ્રતિ પ્રેમભાવથી વિલોકે, અને પોતાથી કરાયલી સેવાના બદલામાં પોતાના વંશજોની પ્રતિષ્ઠા જાળવી રાખે, એવી ભાવના દીવાનજીએ રાખી હોય તો તેમ પણ બનવા જોગ છે. કીર્તિગઢનો મનોમય પ્રદેશ એ તેમનું રાષ્ટ્ર હતું. 'ઈતિહાસ' શબ્દ જ્યાં સુધી ભાષામાં હયાતી ધરાશે, ત્યાં સુધી સુરાષ્ટ્રના ઇતિહાસ—સાહિત્યમાં દીવાનજીના સર્વમાન્ય નામના પડઘા જયજયકાર સાથે પડ્યાંજ કરશે. જ્યાં સુધી બાબી વંશ રહેશે, ત્યાં સુધી તે વંશના નૃપતિઓ તેમના ઉપકારના ભાર નીચે દટાયાજ રહેશે, તેમની એકરંગી રાજનીતિનાં યશોગાન ગાયાં જ કરશે.

હવે પ્રસ્તુત વિષયમાં ચાલો આપણે ઉતરી પડીએ. જેમ જેમ દીવાનજીનો ઉદયભાનુ ચઢતો ગયો, તેમ તેમ સમર્થ પ્રતિપક્ષીઓ સાથે તેમને પોતાનું બળ અજમાવવાના પ્રસંગો ઉભા થતા ગયા. દીવાનજીનું નિત્યવિજયી લશ્કર જ્યારે પાંચાળના પ્રદેશમાં ફરતું હતું, ત્યારે ઇ. સ. ૧૭૭૬માં પેશ્વા તથા ગાયકવાડના પ્રતિનિધિઓ, અમૃતરાવ અને થોભણ ઐકય કરીને સુરાષ્ટ્ર ઉપર ચઢી આવ્યા. તેમના આ આક્રમણપ્રતિ દીવાનજીએ પ્રથમ તો બેદરકારી બતાવી; પરન્તુ આખરે ઉભય પક્ષની સેનાઓ જેતપુર પાસે ભેટભેટાં થઇ ગઇ, અને યોધો સંગ્રામ કરવાને અત્યંત આતુર બની ગયા. વિજયશ્રીનું આવાહન કરનારા, પ્રોત્સાહક વાદિત્રનાદ થવા લાગ્યા. દિવસપતિએ નિશાચરનું પ્રાબલ્ય તોડી નાખી અંબરતલ વિષે પોતાની અધીશ્વ-

રતા સ્થાપી દીધી, અને તે મંગલક્રિયા થતાંની વારજ-ઉભય પક્ષના સૈનિકોએ પોતપોતાની તરવારો મ્યાનમાંથી ખેંચી કાઢી. ધરણીને ધ્રુજાવે એવા નગારાના ઘાવ સાથે ઉભય સૈન્યો એક બીજાની ઉપર તટી પડયાં. મરાઠાઓ મ્હોટા સમૂહમાં ઉત્સાહપૂર્ણ આગળ ધસ્યા, અને દીવાનજીને પોતાનું રક્ષણ કરવાની ફરજ પડી ગઈ. પરન્તુ અમરજી જેવાતેવા પ્રતિપક્ષી ન હતા. નિરાશામાં આશાને તેઓ ડુબવા દેતા નહિ. રણાંગણમાં 'મારો મારો' ના પુકારો પડતા હતા. સૈનિકોમાં અપાર ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. આ વખતે મરાઠી સેનામાંથી કોઇએક યોધે ખુદ દીવાનજીના શરીર ઉપર એક મહા વેગયુક્ત અસિપ્રહાર કર્યો; પણ દીવાનજીએ કવચ પહેરેલું હતું તેથી તેમને તે પ્રહારની લેશ માત્ર પણ અસર થઇ નહિ. અત્યુત્પન્નમતિત્વ વાપરી દીવાનજીએ એકદમ ફરંગટી ખાધી, અને પોતાના ભાલાવડે તેમણે તે પ્રહાર કરનાર શૂરા યોધને સ્વધામ પહોંચાડી દીધો. મરાઠાઓના પગ ઢીલા પડી ગયા; તેઓ પાછા હઠયા, અને દીવાનજીનો વિજય થયો. બીજે દિવસે તેઓએ દીવાનજી સાથે સમાધાન કરવાને પોતાના પ્રતિનિધિ તરીકે જાડેજા કુંભાજીને તથા વાળા કાંથડને જુનાગઢની છાવણીમાં મોકલ્યા. દીવાનજી સરલ સ્વભાવના, શાન્તિના ઉપાસક હતા; નમતું મુકનાર શત્રુને મિત્ર સમાન ગણવામાં તેઓ પોતાનું શૌર્ય સમજતા હતા. આ ઉભય કારણોને લઈ તેમણે સંધિ સ્વીકારી, અને ગાયકવાડ સરકારની સેના સુરાષ્ટ્રમાં પરાજય પામી પોતાના દેશ પ્રતિ રવાના થઇ ગઈ.

ચોક્ત મહાપરાક્રમ થઇ રહ્યું કે, અલ્પકાળમાં મોરબીના રાજા વાઘજી તરફથી દીવાનજીનું સાહાય્ય માગવામાં આવ્યું.

દીવાનજીએ તેમનું નોતરૂં સ્વીકારી વાગડ પ્રતિ પ્રયાણ કર્યું; પરંતુ મીઠાનું રણ ઓળંગી જવામાં જળની તંગીને લીધે તેમનાં કેટલાંક માણસોના પ્રાણ રમી ગયા. તથાપિ તેઓ પોતાના નિશ્ચયમાં ડગ્યા નહિ, અને અતિશ્રમે પણ પલાંસવા તથા કેરિયાનગરના કિલ્લાઓ જીતીને સંતોષ પામ્યા. કચ્છાધિપતિએ એ સમયે દીવાનજીને સંતોષ્યા, એટલે તેમણે પોતાનું લશ્કર પાછું ફેરવી લીધું. ત્યાર બાદ પોરબંદરના રાણાને અમરજીએ મદદ આપી, અને બેથાલીના કિલ્લાને જામ જસાજીએ ઘેરો ઘાલ્યો હતો તે ઉઠાવી લેવાની તેને ફરજ પાડી, અને તે કિલ્લાને જમીનદોસ્ત કરી નાખ્યો. મેરામણ ખવાસે એ સમયે દીવાનજીને ભોજનાર્થે નિમંત્રીને વિષપ્રયોગથી તેમના પ્રાણ લેવાનો પ્રપંચ રચ્યો. પરંતુ રામ રાખે તેને કોણ ચાખે ? દીવાનજીને કપટપ્રબંધની ખબર પડી ગઇ, અને તેમણે બ્હાનું કાઢી મેરૂનું આમંત્રણ ન સ્વીકાર્યું. અમરજીને મરવાનું હજુ દૂર હતું. તેમને તો હજુ અનેક કાર્યો કરવાનાં હતાં— અનેક લડાઇઓ લડવાની તથા જીતવાની હતી. શત્રુને હાથે મરવાનું તેમના ભાગ્યમાં લખાયલું ન હતું.

ઇ. સ. ૧૭૭૭ માં ગાયકવાડના પ્રાંતાધિકારી જીવાજી શ્યામરાવ સુરાષ્ટ્રની પેશકશ ઉઘરાવવાનું બ્હાનું કાઢી સ્વતંત્ર બની જઇ ગાયકવાડના પ્રદેશો પચાવી પાડવાના ઇરાદાથી સુરાષ્ટ્રમાં આવ્યો, અને તેણે ઘણો ગડબડાટ મચાવી મુકયો. દીવાનજી દુષ્ટદમન તો હતાજ. તેમણે પોતાનું સૈન્ય એકત્ર કરી ગાયકવાડના સુબાની સાથે એક મહાયુદ્ધ કર્યું અને તેને હરાવ્યો. સુબો નાઠો અને અમરેલીના કિલ્લામાં જઈ ભરાઇ બેઠો. અમરજીએ તેની પૂઠ પકડી અને અમરેલીને ઘેરો ઘાલી તેના કોટને તોપના મારાથી

જમીનદોસ્ત કરી નાંખ્યો. જીવાજી શ્યામરાવ અંતે શરણ આવ્યો, અને તેને દીવાનજીએ જીવતોજાગતો જવા દીધો.

એ પ્રમાણે શ્રીયુત અમરજીએ જીવાજીને શિક્ષા કરતાં ગાયકવાડી રાજ્યને આંખ તો લગાડી; પરંતુ તે ગાયકવાડ સરકારથી સહન થઇ શકયું નહિ, અને તેથી તેમણે એક પ્રબળ સેના લઇને સુરાષ્ટ્રના સૂર્યરૂપ અમરજી ઉપર ચઢાઈ કરી. પરંતુ વીરવર દીવાનજી એક મૃગેન્દ્ર સમાન હતા. ગાયકવાડ સરકાર શ્રીમંત ફતેસિંહરાવને લાગ્યું કે, દીવાનજી સામે બાથ ભીડી પરાજય પામવા જેવું થઇ આવે તો તે પ્રતિષ્ઠાપ્રદ ગણાય નહિ, તેમ અમરજી ઉદાર અને શૂરા શત્રુ છે, તેથી તેમની સામે લઢવું એ પણ શિષ્ટાચાર નથી. આવા વિચારથી શ્રીમંત મહારાજા ફતેહસિંહરાવે દીવાનજીને મળી તેમને શીરપાવ આપ્યો, તથા ચઢેલી પેશકશની પણ તેમને તેમણે બક્ષીસ કરી દીધી. પછી તેઓ પાછા વડોદરે પધાર્યા; પરંતુ પોતાના સુબાને અપાયલા અવમાનથી થઇ આવેલી મનની દાઝ શમેલી નહિ, તેથી તેમણે પુનઃ ઇ. સ. ૧૭૭૯ માં સુરાષ્ટ્ર ઉપર આક્રમણ કરી દીવાનજીનું પાણી ઉતારવાનો પ્રયત્ન કર્યો. પરંતુ જૂનાગઢની પાસેના જેતપુર ગામ સુધી આવતાં તેમને અમરજીનાં પરાક્રમોનું સ્મરણ થઇ આવ્યું, અને તે ઉપરથી ગાયકવાડ સરકાર લડાઇમાં ન ઉતરતાં દીવાનજીને પોશાક વગેરે આપી પાછા ફરી ગયા.

પ્રતાપી અમરજીએ એ પ્રમાણે ગાયકવાડ સરકારને પણ ભયગ્રસ્ત કર્યા એ વૃત્તાંત ઐતિહાસિક દૃષ્ટિએ નાનુંસુનું ન ગણાય. પરંતુ દીવાનજીને મન રણાંગણમાં રમવું એ એક સાધારણ વાત થઇ પડી હતી. એક તરફથી ઉપર કહ્યું તે પ્રમાણે, ગદ્દારથી ગાયકવાડ જેવા શત્રુનો ભય ઉભો થયો હતો, ત્યારે બીજી

બાજુએથી આંતરાષ્ટ્રીયકલહના ભભૂકાએ પણ અવારનવાર નીસર્યાં કરતા હતા. માંગરોળના શેખમીયાંએ બંડ મચાવ્યું, અને દીવાનજીને પોતાને અભાવે પોતાના ભાઇ દુર્લભજી કે જે રાજ્યના સ્થંભ અને " એરિસ્ટોટલ " જેવા શ્યાણા ગણાતા હતા તેમને માંગરોળ તરફ મોકલવાની જરૂર જણાઈ. શેખ અને દુર્લભજી વચ્ચે કોઇ પણ પ્રકારના પરિણામ વિનાનો વિગ્રહ ચાલતો હતો, એટલામાં અમરજીનાં સહધર્મચારિણી પત્ની ખુશાલબાઇનો કૈલાસવાસ થઈ ગયો. એટલે એ પ્રસંગનો લાભ લઇ શેખમીયાંએ પોતાને થયલા શોકને દીવાનજી પાસે પ્રદર્શિત કરવાને નિમિત્તે જૂનાગઢ આવી પોતાની ઉદ્ધતતાને માટે હાથમાં ફાંસો નાખી ક્ષમા યાચી લીધી. શેખ શરણે થયો છે એવું જાણી શરણાગતનું રક્ષણ કરવું જોઇએ એવા ઉદાર વિચારથી, ક્ષમાગુણ જેમાં પ્રધાન હતો એવા યોધમણિ દીવાનજીએ તેની યાચના સ્વીકારી, અને શેખ સંતોષ પામી પોતાના પાપાચરણ માટે પશ્ચાતાપ કરતો માંગરોળ ભણી ઉપડી ગયો. આ પ્રકરણ બંધ થયું નહિ એટલામાં તો પોરબંદરના રાણા સુલતાનજીએ પોતાના કારભારી પ્રેમજી લુહાણાની દુષ્ટ સલાહથી પ્રેરાઇને આરબોની મદદવડે દીવાનજી સામે લડાઇ જાહેર કરી. પરંતુ રણક્ષેત્રમાં પ્રેમજી લુહાણો અશકત નીવડયો, અને રાણાને દીવાનજીને ભારે દંડ આપી સંતુષ્ટ કરવાની ફરજ પડી ગઇ.

ઇ. સ. ૧૭૮૦ માં ગોંડળવાળો કુંભાજી દેવડા તથા ખાગેસરીના મલેકોથી ત્રાસિત થઇ ગયલો પોતાની પ્રજાનું રક્ષણ કરવાને અસમર્થ થઇ પડયો, તેથી તેણે નિત્યવિજયી અમરજી કને જઇ ઉક્ત મલેકો સામે ફર્યાદ નોંધાવી. દીવાનજીએ પ્રબળ

સેના સાથે પ્રયાણ કરી, દેવડાના કોટને ઘેરો ઘાલી, તોપના મારથી તેને ઉડાવી દીધો. 'દેવડાનો ઘેરો' એ નામક લખાયલું કવિત વાંચતાં ( જુઓ પરિશિષ્ટ અ ) વાચકનાં રૂવાં ઉભાં થઈ આવે તેમ છે.

આ રીતે દીવાનજી જ્યારે પોતાના જયઘોષ ફેલાવતા ફરતા હતા, ત્યારે જામસાહેબનો એક અમીર કે જેનું નામ જીવોશેઠ હતું અને જે કંડોરણાનો થાણદાર હતો, તેણે ગોહિલવાડ પ્રાંતના ભાવનગર તાલુકાના ગઢાળી ગામમાં ધાડ પાડી, અને મોતીભાઈ નામના એક રાજપૂત જમીનદારને બાન પકડી લીધો. આ મોતીભાઈને દીવાનજી પોતાના ભાઈના જેવો ગણતા હતા, અને તેને દીવાનજીના પુત્રો કાકો કહીને બોલાવતા હતા. મિત્રધર્મ સમજનાર અમરજીનું માથું એથી ફરી ગયું, અને તેણે પોતાના મિત્રને વિપત્તિમાંથી બચાવવાનો વિચાર કર્યો. મોતીભાઈ મેવાસાના કિલ્લામાં કેદ ભોગવતો હતો, અને તેથી દીવાનજીએ પોતાની સેના તે કિલ્લા ભણી ગતિમાં મુકી. જીવા શેઠને ધ્રોળથી કુમક આવી; પરંતુ દીવાનજીએ માર્ગમાં તે મદદે આવનાર માણસોને હરાવી તેમનામાંથી કેટલાંકને તો સ્વધામ પહોંચાડી દીધાં, અને પછી મેવાસાના કિલ્લાને ઘેરો ઘાલી દીધો. જીવા શેઠને સાક્ષાત્ યમરાજાના દૂતોનાં દર્શન થઈ ગયાં, અને તેથી તેણે મોતીભાઈને બક્ષીસો આપી બંધનમુક્ત કરી દીધો. આ સમયે જીવા શેઠને સાહાય્ય આપવાના હેતુથી મેરૂ ખવાસ કંડોરણાથી એક મ્હોટું લશ્કર લઈને આવ્યો; પરન્તુ દીવાનજી સાથે રણ ખેલવાને તેની હિમ્મત ચાલી નહિ, અને તેથી તે પુનઃ પોતાને સ્થાને જઈ રહ્યો.

એ પછી બે વર્ષે દીવાનજીએ ઉના દેલવાડાના કસબાતી શેખ તાહિર ઉપર ચઢાઈ કરી, અને પોતાના પુત્રવત્ પ્રિય તોપચી

પીપીનું ઉના પહેલીવાર સર કરતી વેળા જે મોત થયલું તેનું વૈર લીધું, તથા તે ઉભય શહેરોને તથા તેમની આસપાસના પ્રદેશને પોતાના નાગર મહાયોધ પ્રભાશંકર વસાવડાના અધિકાર નીચે મુકી દીધાં. પ્રભાશંકર અમરજીના જેટલોજ બહાદૂર અને પરાક્રમી હતો. તેણે બાબરિયા કાઠીઓને હરાવી તાબે કરી લીધા હતા એટલું તો નહિ, પરંતુ જાફરાબાદના હબશી તથા દીવના પોર્ટુગીઝ લોકોને તેના નામનો એટલો તો ભય લાગતો હતો કે, તેઓ તેના નામ માત્રથી થરથર કંપતા રહેતા હતા.

એ પ્રમાણે વીરરત્ન અમરજીની હાક ચતુર્દિશ વાગી રહી હતી. તે પોતે યુદ્ધપ્રેમી હતા; તેમના પુત્રાદિ યુદ્ધપ્રેમી હતા; તેમનાં પરિજન માત્ર યુદ્ધપ્રેમી હતાં. તેમની પોતાની આસપાસ રહેતાં મનુષ્યોમાંથી એક પણ વ્યક્તિ રણાંગણમાંથી પાછી પાની કરે તેવી ન હતી. અખિલ સરાષ્ટ્રમાં એક પણ એવો રાજા કે જમીનદાર ન હતો કે જે દીવાનજીના સામે ઉભવાને હિમ્મત ધરી શકે. આવા પ્રકારની નવાબ સાહેબની અધીશ્વરતા જ્યારે પોતાના મહામંત્રી દ્વારા સ્થપાઇ રહી હતી, ત્યારે શ્રીયુત અમરજીએ " બ્રહ્મબાલા " વસંતઋતુ પૃથ્વીપટ્ટ ઉપર પોતાની અલૌકિક મનોહરલીલા બતાવવા માંડી તે સમયે વિધિપૂર્વક નવાબસાહેબ હામદખાનજીને આધિપત્ય ધારણ કરાવવાનું ઉચિત ધાર્યું. એ વિચારથી તેમણે પુષ્પમાળાઓથી અલંકૃત થયલો એક ભવ્ય મંડપ રચાવ્યો, અને મહોટા દબદબા સાથે નવાબ સાહેબને સિંહાસન ઉપર વિરાજમાન કરી દીધા. આ ક્રિયા કરવાનું કારણ એ હતું કે, નવાબસાહેબે ઇ. સ. ૧૭૮૨ માં પોતાનું સોળમું વર્ષ પૂરૂં કર્યું હતું, અને તેથી રાજ્યની લગામ હવે તેમને ધારણ કરવાની હતી. અમરજીએ

નવાબસાહેબની અપ્રાપ્તવયસ્કતા દરમ્યાન જે પ્રકારની નિમકહલાલીથી રાષ્ટ્રયંત્ર ચલાવ્યું હતું તે ખરેખર ધડા લેવા જેવી છે. નવાબ સાહેબની કિશોરાવસ્થાનો લાભ લઇ તે મહત્ત્વાકાંક્ષી મંત્રીએ જો પોતાનો સ્વાર્થ સાધવાનું ધાર્યું હોત, તો તે તેમ પણ કરી શકત. પરંતુ જે નિર્મલબુદ્ધિથી તેણે જૂનાગઢના રાજ્યની સેવા કરવાનું આરંભ્યું હતું, તે નિર્મલબુદ્ધિ લેશમાત્ર પણ ક્ષીણ પડી નહિ, અને દીવાનજીનો કીર્તિચંદ્ર સદાને માટે અકલંકિત રહી ગયો. નવાબસાહેબ હામદખાનજીએ અમરજીને એક ભવ્ય દરબાર સમક્ષ મંત્રીપદ ઉપર યથારીતિ નિયોજી જારી રાખ્યા, અને તે દિવસથી તેમના ઉપરનો રાજ્યભાર અલ્પાંશે હળવો થવા પામ્યો. ઉક્ત રાજ્યારોહણની શુભ ક્રિયા થઇ તે સમયનું વર્ણન આપતાં તે સમયનો ભાટ નરસંગ તે રાજસભા વચ્ચે નીચે પ્રમાણે લલકારી ઉઠયો હતો:—

" કંચનકી કટારી મોજ ભારી અનીયારી નવખંડમેં ચોધારી,
એક નવ્વલ નવાબ, ખાનખાનાં જૂકે દરબારમેં બધાઇ અમરેશને,
અમીર અચલ આજ બહાદૂર બબ્બર રાજે,
શિખા સરદાર બુધસાગર બીલોલસેં;
ગુણનિધાન ગોવિંદ દેસાઇ દરબાર તેરે,
ભારતસેં ભાઇ હીમ હાશમ હીલોલસેં;
ગાઢયો હેં ગુલાબ સસુજાન સેવાલાલ જૂકી,
રૂસ્તમ રંગીલ સભા કરત કિલ્લોલસેં;
બેઠો બઠ બખત તખત હામંદખાન મહાબલી,
પઢે નરસંગ જસ અમરત કિલ્લોલસેં. "

દીવાનજી, ઉપર કહ્યું તે પ્રમાણે, પોતાના અધિકાર-સ્થાન ઉપર અચ્યુત રહ્યા, એટલે તેમણે સુરાષ્ટ્રના દિગન્તમાં પોતાના દષ્ટિપાત કરવાનું આરંભ્યું. જામનગરનો જામ જસાજી પોતાના કારભારી મેરામણ ખવાસ તથા ભવાન ખવાસથી પોપટની પેઠે પંજરગત થયલો દીવાનજીની દષ્ટિએ ચઢયો. તેની રાણી, હળવદ–ધ્રાંગધ્રાની પુત્રી, અચ્છુબા પોતાના પતિ જામને ઉકત પ્રકારના દાસત્વમાંથી મુક્તિ અપાવવાને મથી રહી હતી. પરંતુ મેરૂનું બળ તૂટી શકે તેમ ન હતું. તેવામાં દીવાનજી મંત્રીપદ ઉપર કાયમ રહ્યાના સમાચાર ફરી વળ્યા, એટલે તેમના કટ્ટા શત્રુઓના મનમાં વ્યાપી રહેલો દ્વેષ અધિક પ્રજ્વલિત થઈ આવ્યો. દીવાન અમરજી મંત્રીપદ ઉપર રહી બલયુકત રહે ત્યાં સુધી, મેરૂથી પોતાના રાજલોભને તૃપ્તિ અપાય તેમ ન હતું, ગોંડળવાળા કુંભાજીથી સ્વતંત્ર રાજ્યની સ્થાપના થઇ શકે તેમ ન હતું, અને પોરબંદરનો રાણો સુલતાનજી પોતાના ગિરિમય પ્રદેશના ઓથે રહી રાજ્યનો વિસ્તાર કરી શકે તેમ ન હતો. અમરજીરૂપી આડી ખીલી દૂર થાય તો સર્વ બંધનો તૂટે, અને તોજ તે ત્રિપુટીની મહાભિલાષાઓ પરિપૂર્ણ થઇ શકે તેમ હતું. એથી એ ત્રણે જણે દીવાનજીની સામે ઐકય કરી તેમની સત્તા તોડી પાડવાનો અથવા તો તેમને પરાજય આપી સદાને માટે મંત્રીપદ ઉપરથી ખસેડી નાખવાનો નિશ્ચય કરી દીધો. ઇ. સ. ૧૭૮૨ ના માર્ગશીર્ષ માસમાં એ મિત્રત્રયની સેનાઓ એકત્ર થઇ, અને પછી તેમણે કુતિયાણાના પ્રદેશ ઉપર ચઢાઇ કરી વિગ્રહનો આરંભ કરી દીધો. ભદ્રાનદીના તટ ઉપર અરિસૈન્યો પડેલાં છે, એવા સમાચાર દીવાનજીને મળતાં તેમણે એક પ્રબળ સેના લઇ જેતપુર સમીપ પોતાનો પડાવ નાખી દીધો. મેરામણ તુર્ત સમજી ગયો કે, પ્રપંચ ખેલ્યા સિવાય પોતાનાથી નદી ઓળંગી

શકાય તેમ નથી. એ ઉપરથી તેણે એક યુક્તિ શોધી કાઢી. પોતાના વિશ્વાસુ નોકર જગુરાવળને એક વિનયી સંદેશ આપીને તેણે દીવાનજી પાસે મોકલ્યો, અને કહેવડાવ્યું કે, " તમે રૂદ્રજી છાયા તથા વસાવડનાગર પૂજ્યમલ્લને મારી પાસે મોકલો. એટલે સલાહ કરવાનો વિચાર ચલાવું." દીવાનજી સર્વદા શાંતિસેવક હતા, તેથી તેમણે ઉક્ત પ્રકારની નમ્ર વિજ્ઞાપના સાંભળી પોતાના પ્રતિનિધિરૂપ ગણાતા ઉક્ત ઉભય પુરૂષોને મેરૂની છાવણીમાં મોકલી આપ્યા. પરંતુ કુટિલ બુદ્ધિના ખવાસે તેમની સાથે અપમાનકર ભાષામાં વાતચીત કરવા માંડી તેમનો અનાદર કર્યો. દીવાનજીના વીર પ્રતિનિધિઓ એ ઉપરથી ક્રોધાવેશમાં આવી ગયા અને બોલી ઉઠ્યાઃ " જો, મેરામણ! તું તારા અસંખ્ય સૈનિકગણ ઉપર અનહદ વિશ્વાસ રાખી દીવાનજી જેવા વીરપુરૂષનું અપમાન કરવાનું ધારતો હોય, તો તેમાં તારી મ્હોટી ભૂલ થાય છે. દીવાન અમરજી એક શૂરા સિંહસમાન છે. તું યાદ રાખજે કે, તેં દીવાનજીના સેવકોનું અપમાન કરેલું છે." જેવા દીવાનજી તેવા તેના સેવકો પણ હતા. સ્વમાનનું પાલન કરવાકરાવવામાં તેઓ સદા તત્પર રહેતા હતા. આત્મબળ ઉપર તેઓ આધાર રાખી રહેનારા હતા. એથી ઉક્ત પ્રકારનો ઉત્તર સાંભળી મેરામણનું કૈવત ઉડી ગયું, અને મધ્યરાત્રીએ જ્યારે તે ઉભય વીર પુરૂષો શત્રુની છાવણીમાં હિમ્મતબહાદૂર થઇને નિદ્રાવશ થયા હતા, ત્યારે તે ભીરૂ ખવાસે પોતાના લશ્કર સાથે નદી ઓળંગી. ' મેરામણ નાઠો ' એવા સમાચાર મળતાં દીવાનજીએ પોતાના સૈન્યને તેની પૂઠ પકડવાની આજ્ઞા આપી, અને પાંચપીપળાના મેદાનમાં મેરામણને પકડી પાડયો. મેરામણે આ સ્થળે પોતાના સૈન્યને વ્યૂહ રચનામાં ગોઠવી દીધું હતું, અને પોતાની છાવણીની આસપાસ નાની મ્હોટી

તોપોની વાડ કરી લીધી હતી. ઉભય પક્ષનાં સૈન્યો લડવાને પગભર થઇ રહ્યાં. દીવાનજી વિજયાકુમારીને વરવાને ઉત્કંઠ બની ગયા. સમુદ્રના ક્ષુભિત તરંગોની પેઠે ઉભય પક્ષના સૈનિકો આજ્ઞા મળતાં એક બીજા સાથે અથડાયા. દીવાનજીના દળમાં પહેલવહેલાં તો જરા ભંગાણ પડવા માંડ્યું; પરન્તુ તેમનાં માણસોમાં સમયસૂચકતાનો ગુણ ઠીક વિકસિત થયો હતો. સંગ્રામવીર મુઝફરખાન, બાબી ફતેહયાબખાન, સોલંકી હરિસંહ, હિમ્મતલાલ, જટારામ, સંપત્તિરામ વગેરે નાગરોએ વ્યવસ્થાપૂર્વક સૈન્યરચના સંભાળી રાખવાનું જારી રાખ્યું, અને તેટલામાં માંગરોળનો શેખમીયાં પણ આવી પહોંચ્યો. દીવાનજીએ એકદમ ધસારો કરવાની આજ્ઞા આપી, અને ધસારો થતાંવેતજ "સપ્તરૂષિના તારાની માફક" શત્રુના સૈનિકો છિન્નભિન્ન વિખરાઇ ગયા. મેરૂ પોતાના સૈનિકોને લઇ રણાંગણમાંથી નાસી છૂટ્યો, અને નિશાનો અમલ શરૂ થઇ ચૂક્યો હતો તેથી દીવાનજી તેની પાછળ પડવાની વાત પડતી મુકી તેની છાવણી કબ્જે કરી સંતુષ્ટ રહ્યા વિજયઘોષ કરવામાં આવ્યા, અને દીવાનજીનો જયધ્વજ અંબરતલમાં ફડફડાટ ઉડી રહ્યો. આ લડાઇ વિષે અપાયલાં વર્ણનો ખરેખર ચિત્તને કંપાવીદે તેવાં છે. મેરામણ નાઠોતો ખરો, પરન્તુ તેનો મદ હજુ જોઇએ તેટલો ઉતર્યો ન હતો. તેણે પોતાની મદદે ગાયકવાડી સેનાને બોલાવી. અમરજી અન્તઃકરણથી ગાયકવાડ સરકારની સાથે મિત્રતા રાખવાને ઉત્સુક હતા, અને તેથી તેની સામે યુદ્ધમાં ઉતરવાનો પ્રસંગ ન આવે તેટલા ખાતર તેમણે પોતાના સૈન્યને જૂનાગઢ લઇ જઇને ત્યાં પડાવ નાખ્યો. ગાયકવાડી સૈન્ય અમરજીના વીર્યથી અપરિચિત નહતું. તેણે, તેથી, અમરજીની પાછળ પડવાનો વિચાર પડતો મુક્યો, અને કંઇક કરવું તો

જોઈએજ તે વિચારથી દેવડાના ચાર મિનારા ઉપર ઘેરો નાખી તેમનો નાશ કરી, ગાયકવાડી લશ્કર વડોદરા ભણી ઉપડી ગયું. જે જમીનદારો ઉકત ઐકયમાં ભળ્યા હતા તેમને તેમના તેવા ઉદ્ધત વર્તન બદલ શિક્ષા કરવાના હેતુથી દીવાનજીએ તુર્ત પોરબંદરના રાણા સુલતાનજી ઉપર ચઢાઈ કરી, અને તેના દેશને એદાનમેદાન કરી નાખ્યો. પછી તેમણે ખંભાત, ધંધુકા અને લીંબડી ભણી જમાબંધી એકઠી કરવાને પ્રયાણ કર્યું, અને તે સાથે રાણાએ ક્ષમા યાચી ભારે દંડ દેવાની માગણી કરતાં તેની સાથે સંધિ પણ કરી દીધી. આજ વર્ષમાં ડાઠાનું પરગણું જૂનાગઢના તાબામાં આણ્યું, અને અમરજીની સુકીર્તિ સુરાષ્ટ્રના દિગન્તપર્યંત વ્યાપી ગઇ.

આવી રીતે દીવાનજીનો અખંડ વિજયીધ્વજ સુરાષ્ટ્રનાં નાનાં મહોટાં તમામ સ્વસ્થાનો ઉપર નિજપ્રભુતાના પડઘા પાડતો ફડફડી રહ્યો. અમરજી પોતાનાં પરાક્રમોથી તથા જૂનાગઢ રાજ્યની રાજભકિતથી ઐશ્વર્યયુકત થઇ વસ્તુતઃ અખિલ સુરાષ્ટ્રના રાજરાજેશ્વર જેવા થઇ ગયા. જમીનદાર માત્ર તેમના અંકુશ નીચે આવી બેઠા, અને જૂનાગઢના રાજ્યની અધીશ્વરતા તેમને છત્રસમાન થઇ પડી. પ્રપંચી પુતળાંઓના મનની વાત મનમાંજ રહી ગઇ, અને સ્વતંત્રતાનાં સ્વપ્નદર્શન કરનારાઓના મનોરથો પાણીના પરપોટાની પેઠે ફૂટી ગયા. દીવાનજીની હયાતીથી સ્વતંત્ર સંસ્થાનો સ્થાપી બેસવાની ભાવના અન્યને લોગે કેવળ પોતાનોજ સ્વાર્થ સાધવાની ઇચ્છા રાખનારાઓને ઝાંઝવાના પાણીની પેઠે દૂરને દૂર જતી રહેતી ભાસવા લાગી. સહસોજીત વ્યકિતઓનાં ચિત્ત દ્વેષાગ્નિથી બળી જવા લાગ્યાં. તે અગ્નિની શાંતિ અમરજીના મરણથીજ થાય તેમ હતી. બીજી બાજુએથી કહીએ તો, દીવાનજી જે કર્મ કરવાને નિર્મિત થયા હતા તે કર્મ સંપૂર્ણ થઇ ચૂકયું હતું. મહાત્માઓ મનુષ્યદેહ

ધારણ કરીને પૃથ્વીપટ્ટ ઉપર પધારી પોતાને કરવાનાં કાર્ય કરી તુર્ત પુનઃ અદૃશ્ય થઇ જાય છે એવું માનનારાના શબ્દોમાં કહીએ તો, અમરજી દીવાને કાર્યસિદ્ધિ કરી લીધી હતી, અને તેમને માટે વિશેષ કરવાનું બાકી રહ્યું ન હતું. તેણે અખિલ સુરાષ્ટ્ર ઉપર બાબી કુળનું સર્વોપરિપણું સ્થાપી દઇ પોતાનો ઇષ્ટાર્થ ફલીભૂત કરી દીધો હતો. પોતાને વિશેષ કરવાનું ન રહેતાં તેઓ આ સંસાર છોડી જાય તો તેમાં શું આશ્ચર્ય ? પરંતુ સંસાર છોડે છોડતો નથી. પ્રત્યેક કાર્ય કારણ વિના બની શકતું નથી. અમરજી સેવક હતા. તેઓ સેવા કરવાનું કેમ છોડી શકે ? સેવક સેવા કરવાનું છોડી દે તેના કરતાં સેવક સેવ્યને હાથેજ સેવામુક્ત થાય એ વાત અધિકસ્પૃહણીય ગણાય છે. નવાબ સાહેબ પોતાના અનન્ય સેવકને સેવામુક્ત શી રીતે કરે ? અમરજીને કલંક આપ્યા સિવાય સેવામુક્ત કરવાને કોઈ પણ નિમિત્તની આવશ્યકતા હતી. ગોંડળવાળો કુંભોજી દીવાનજીનો મોટો હરીફ હતો. તે પોતાના મનમાં સારી પેઠે સમજતો હતો કે, દીવાનજીના દેહમાં જ્યાં સુધી પ્રાણ છે, અને જ્યાં સુધી તે જૂનાગઢના પ્રધાનપદ ઉપર છે, ત્યાં સુધી પોતાથી સ્વતંત્ર રાજ્ય સ્થાપી શકાય તેમ નથી. વળી જૂનાગઢના રાજ્યનું બળ અમરજીની હયાતી સુધી છે, અને તેના મરણ બાદ તે રાજ્યમાં નિર્બળતા વ્યાપવાની, એ પણ તેની દીર્ઘદૃષ્ટિમાં આવી ગયું હતું. પોતે દીવાનજીને પદચ્યુત કરવા તથા પરાજય આપી ગૌણપદ પ્રાપ્ત કરાવવા જે અનેક નિષ્ફળ પ્રયત્નો કરેલા, તે સર્વ તેની સ્મૃતિ બહાર ન હતા. એથી એણે હવે પ્રપંચ ખેલી રાજર્ષિ દીવાનના પ્રાણ લેવાનો દુષ્ટ મનસુબો કર્યો. પરન્તુ એવી દુષ્ટભાવના શી રીતે પાર પડે ? અંતે વિચાર કરી તેણે જૂનાગઢના નવાબ સાહેબ-અમરજીના પોતાના એકજ સ્વામીરૂપી નાવનું છિદ્ર શોધી

કાઢયું, અને તેનો ઉપયોગ કરવાની યોજના રચી કાઢી. નવાબ સાહેબનો સ્વભાવ ચંચળ હતો-અર્થાત્ નિર્બળ હતો. કુંભાજી-એ એ નિર્બળતાનો લાભ લીધો, અને નવાબ સાહેબ જ્યારે મુલ્ક-ગીરીની સ્વારીમાંથી દીવાનજીથી છૂટા પડી જૂનાગઢ ભણી જતા હતા, ત્યારે તેમણે માર્ગમાં ગોંડળ વિષે રાત્રી ગાળી વિરામ લેવાનો વિચાર કર્યો; અને તે પ્રમાણે તેઓ કુંભાજીના પરોણા થઇ ગોંડળ વિષે પધાર્યા. કુંભાજીએ એ તકનો લાભ લઇ પોતાની પ્રપંચજાળ પાથરી નવાબ સાહેબને તેમાં ફસાવી દીધા; નવાબ સાહેબના પાસવાનોને તેણે પોતાના આતિથ્યથી તથા લાંચથી પોતાના પક્ષમાં ફોડી લીધા અને જેમ બને તેમ સત્વર દીવાનજીનું કાટલું કાઢવાનું વચન નવાબ સાહેબકનેથી કળેથી મેળવી લીધું. સેવ્ય સેવકના પ્રાણ લેવાને તત્પર બન્યા! કેવો ન્યાય! 'દીવાનજીના વિનાશથી સ્વતંત્ર બનીશ' એવા અનિષ્ટકર વિચારે નવાબ સાહેબના ચિત્તને ઘેરી લીધું. પરંતુ તે ભલા ભૂપતિને એટલું પણ ભાન ન રહ્યું કે, દીવાનજી જેવા નિષ્કામ સેવા-પરાયણ સેવકનો ઉચ્છેદ કરી મેળવેલી સ્વતંત્રતા સ્વપ્ન સમાન ક્ષણિક નીવડવાનીજ, તેમ તેનાં પરિણામ પણ અશુભજ આવવાનાં. અપાત્રે અકાળે પ્રાપ્ત કરેલી સ્વતંત્રતા પરતંત્રતાની જનેતા થઇ પડે છે. કેવલ સ્વતંત્રતા મનુષ્યનું પ્રાપ્તવ્ય નથીજ. દેશકાલાદિથી મર્યાદિત થયલી સ્વતંત્રતા-વ્યક્તિવિશિષ્ટ પ્રકૃતિ-પરિમિત સ્વતં-ત્રતા જેટલે અંશે એકંદરે સુખદાયક થઇ પડે છે તેટલે અંશે કેવલ અનિયંત્રિત સ્વાતંત્ર્ય કલ્યાણકર નીવડતું નથી. વળી ઉન્નત પદ ધારણ કરનારની બુદ્ધિ પણ ઉન્નતજ હોય છે, એવું અનુમાન સર્વદા સત્ય હોતું નથી. નવાબસાહેબ હામદખાનજી હજુ કાચી વયના હતા. તેમનું અનુભવજ્ઞાન બહુજ અલ્પ હતું. યૌવનની ઉછળતી

વૃત્તિઓનો તનમનાટ તેમની વિષે અધિક પ્રમાણમાં થઇ રહ્યો હતો. કુંભાજીએ આપેલી ગુરૂદીક્ષા અનર્થકારિણી અનિયંત્રિત સ્વતંત્ર તાના અનધિકારી સ્વપ્નવિલાસી ભૂપતિએ સ્વીકારી, અને જૂનાગઢ જઇને હરકોઇ મિષે પોતાના નિમકહલાલ મિત્રમંત્રીના પ્રાણ લેવાની યોજના રચી કાઢી.

આ સમયે દીવાનજી સુરાષ્ટ્રમાં પેશકશ ઉઘરાવતા ફરતા હતા. તેમને ખબર ન હતી કે, પોતાનો સ્વામીજ તેના પોતાના પ્રાણ લેવાને સજ્જ થઇ જૂનાગઢમાં રાહ જોતો બેઠો છે. આખરે વસંત રૂતુ પૂર બહારમાં આવતાં હોળીના દિવસો જૂનાગઢ વિષે આનંદથી ગુજારવાના ઇરાદાથી અમરજી પોતાના સ્વામીના દરબારમાં હાજર થયા. પરંતુ હા ! દૈવ ! તેમનાં સ્વજનોનો આનંદ શોકના રૂપમાં વિકૃતિ પામવાનો છે એ વાતની કોને ખબર ! ઇ. સ. ૧૭૮૪ ના માર્ચની છઠ્ઠી તારીખે, એટલે ફાલ્ગુન શુદિ૦ ૧૪, સં. ૧૮૪૦ ને દિવસે નવાબ સાહેબે પોતાના પરમભક્ત મંત્રીને રાધનપુરના નવાબ સાહેબની પુત્રી અને પોતાની થનાર સ્ત્રીને માટે તૈયાર કરેલાં વસ્ત્રાભૂષણ જોવાને બ્હાને પોતાના મહેલમાં બોલાવ્યા અને ત્યાં તેમનું દંગાથી ખૂન કરાવ્યું ! અને તેટલેથી સંતુષ્ટ ન રહેતાં તેના ભાઇ દુર્લભજી, તથા પુત્ર રણછોડજી વગેરે સ્નેહીસંબંધીઓને કેદ કરાવી લીધા. અશોકકીર્તિયુક્ત જૂનાગઢ સશોક બની જવા પામ્યું, અને પ્રજાવર્ગને મન હોળી તે હોળીજ થઇ રહી ! સ્વામીને હાથે સેવક હણાતાં બાબીકુળચંદ્ર કલંકિત થઇ ગયો, અને મિત્રમંત્રી અમરજીનું નામ ઇતિહાસમાં અમર થઇ જવા પામ્યું.

આ પ્રમાણે નીતિવિશારદ વીરમંત્રી દીવાનજીનું પોતાના સ્વામીને હાથે ખુન થયું ! જે દીવાને પોતાના અખિલ જીવનપર્યન્ત નવાબસાહેબની સેવા તનમન ધનથી કર્યાં કરી જુનાગઢના રાજ્યની વિજયપતાકાને અખિલ સુરાષ્ટ્રમાં ઉડતી કરી હતી; જેણે હિંદુ અને મુસલમાન પ્રજાઓ વચ્ચે સેતુ રૂપે રહી એકતા આણી યથાર્થ દેશસેવા કેવી રીતે કરવાની છે તેનો પ્રત્યક્ષપાઠ આપી બતાવેલો; જેણે વિષમ સંયોગોમાંથી પણ બાબાની ગાદીને સહીસલામત બચાવી લઈ સુરક્ષિત રાખેલી; જેણે પોતાના સ્નેહીસંબંધીઓનો વિના સંકોચે રાજ્યાર્થ ભોગ આપેલો; અને જેણે નિષ્કામ ભક્તિથી નવાબસાહેબ હામદખાનજીની કુમારાવસ્થામાં પણ રાજ્યનું ગૌરવ અખંડિત પાળી રાખેલું; તેને અંતે જે પ્રકારનો રાજ્ય તરફથી બદલો મળ્યો તે ખરેખર કૃતઘ્નતાદર્શક નથી તો શું છે ? પરંતુ એ કૃતઘ્નતા પરિણામમાં નવાબસાહેબનોજ અનર્થ કરનારી નીવડયા વિના ન રહી. આરબ જમાદારો કે જેમને દીવાનજી ઉપર દઢાનુરાગ હતો તેમણે બંડ મચાવ્યાં, અને તેમણે નવાબસાહેબને કેદી બનાવી દીધા. આસપાસના તાલુકદારો તથા ગ્રાસીઆઓએ નિરંકુશ બની જઈને જૂનાગઢ રાજ્યની અધીશ્વરતાને હડસેલી દીધી. ભાવનગરના રાવળ વખ્તસિંહે મહુવાને હસ્તગત કરી જૂનાગઢના થાણાને ઉઠાડી મુકયું. અર્થાત્ જયશ્રીવલ્લભ અમરજીનું જૂનાગઢમાં આગમન થયા બાદ નવાબસાહેબના રાજ્યનો જે મહોત્કર્ષ થવા પામ્યો હતો તે તે વીરભૂષણના અકાળ વધ પછી ન્યૂનતાને પામી ગયો. અમરજીના ઉદય સાથે જૂનાગઢના રાજ્યની કીર્તિ ઉદય પામી; તેના મરણ સાથે તેનો અસ્ત થઈ ગયો. શ્રીમંત સુરારિ-

મંત્રીવધનાં ફળ.

રાવ ગાયકવાડ તથા અમરજીના ઈષ્ટ મિત્ર રૂપોજી સિંધિયા કે જે માધોજી સિંધિયાનો પિત્રાઇ ભાઇ થતો હતો તે બન્નેએ દીવાનજીના કુટુંબ ઉપર આવી પડેલા સંકટના નિવારણાર્થે લશ્કર લાવી જૂનાગઢ પાસે આવેલા ધંધુસર ગામ પાસે પડાવ નાખ્યો અને અમરજીનાં કુટુંબજનોને મુકિત આપી દેવા માટે નવાબ સાહેબની ઉપર દબાણ ચલાવી દીધું. નવાબ સાહેબને પોતાની એકલ દશાનું ભાન થઇ આવ્યું, અને તેમણે દુર્લભજી, રણછોડજી વગેરે દીવાનજીનાં પરિજનોને બંધનમુકત કરી દીધાં. પરન્તુ એ રાજવી મિત્રદ્વય આટલેથી સંતુષ્ટ ન થયા. તેમણે નવાબ સાહેબને ફરજ પાડી અમરજીના કુટુંબને તેના માથા બદલ ચાર ગામ તથા દીવાનજીનું નવાબ સાહેબ પાસેનું જામશાહી કોરી ૬૦ લાખનું લેણું પતી જાય ત્યાં સુધી કેટલાક પ્રદેશો વગેરે પણ અપાવી દીધાં ! અમરજીના જ્યેષ્ઠ પુત્ર રઘુનાથજીને તેમના પિતાના પદ ઉપર તે મરાઠા મિત્રોએ નિયોજાવ્યા, અને તે પછી તેમણે પોતાની છાવણી ઉઠાવી લીધી. અલ્પકાળ પર્યંત વિમુખ થયલી રાજ્યલક્ષ્મીએ પુનઃ દીવાનજીના ગૃહમાં પોતાનાં મંગળ પગલાં કર્યાં, અને ખંડિત થઇ ગયલો રાજ્યસંબંધ ફરીથી સંધાઇ જવા પામ્યો. દીવાન-કુટુંબ પોતાનો શોક વીસરી ગયું, અને કવિયોધ રણછોડજી કહે છે તેમ,

" રીઝી રતિ; રઘુનાથે પ્રાપ્ત કર્યું નિજ મંત્રીપદ પ્યારૂં;

વદી સુખદ નભવાણી, ' સુભાગ્ય પાછું પ્રબળ થયું તારૂં. ' "

શ્રીમંત ગાયકવાડ સરકારની મધ્યસ્થતાથી જે સમાધાન કરવામાં આવ્યું હતું, તેના પરિણામમાં ઉના, દેલવાડા, માંગરોળ,

સીલ અને દીવાસાના પ્રદેશો દીવાનજીના પુત્રોને નવાબસાહેબ તરફથી જામશાહી કોરી ૬૦ લાખના દેવાં બદલ ઘરાણે માંડી આપવામાં આવ્યા, અને હલધાદ, ભેંસાણ, આંતરોળી અને અખોદર ઉપરાંત માંગરોળ અને સુત્રપાડાનાં પ્રગણામાંથી બીજાં પાંચ ગામો સ્વર્ગસ્થ દીવાનજીના માથા બદલ તેમના પુત્રોને અપાવવામાં આવ્યાં હતાં. "હત દીવાનજીના પુત્રોની સંમતિ વિના ગાયકવાડી લશ્કર પોતાનો મુકામ ઉઠાવી લઇ જાય તેમ નહતું, તેથી નવાબસાહેબ તરફથી માફી માગવા અર્થે રણછોડજીને શ્રીમંત મુરારિરાવ મહારાજા પાસે મોકલવામાં આવ્યા. શ્રીયુત રણછોડજી ગાયકવાડી છાવણીમાં ગયા કે, શ્રીમંત ગાયકવાડ સરકારના રાજા નારાયણરાવ પાંડે, જીવાજી રંગ્યામરાવ, રૂપાજી સિંધિયા, નિંબાલકર, તથા વડોદરાના સરદારો અને દેશમુખો વગેરેએ દીવાન-પુત્રની કને શોક પ્રદર્શિત કરવા અર્થે જઇ તેમના માનમાં વૃદ્ધિ કરી દીધી. શ્રીમંત ગાયકવાડસરકારે પોતે પોતાના તંબુમાંથી એકસો ડગલાં આગળ પધારી રણછોડજીને સત્કાર આપ્યો એટલું તો નહિ, પરંતુ તે મિત્રપ્રેમી રાજવીરે એક પાલખી તથા પોતાના શિર ઉપર પહેરેલી પાઘડી ઉતારી બક્ષીસ આપીને તેમને પોતાના દીવાનપદ નિયોજવાની તથા ૧૫૦૦ ની પાગાના અધિપતિ કરવાની ઇચ્છા પણ દર્શાવી દીધી." શ્રીયુત રણછોડજી પોતાનાં સ્વજનને છોડી દૂર પ્રદેશમાં જઇ વસે તેવી સ્થિતિમાં ન હતા, તેથી તેમણે આભાર દર્શાવી તે ઇચ્છા પરિપૂર્ણ કરી આપવાની પોતાની અશકિત દેખાડી, અને શ્રીમંત મહારાજા પોતાનું ધારેલું બધું થઇ રહ્યું છે એમ જાણીને-જોઇને પોતાના દેશ ભણી ઉપડી ગયા.

આ પ્રમાણે દીવાનજી અમરજીએ શ્રીમંત ગાયકવાડ સરકાર ભણી હરકોઇ રીતે નિભાવી રાખેલો મિત્રભાવ સંકટના સૂક્ષ્મ પ્રસંગે પ્રશંસનીય ફલો ઉત્પન્ન કરી શક્યો, અને ' राजद्वारे श्मशाने च यस्तिष्ठति सः बान्धवः ' એ લોકપ્રસિદ્ધ વચનનું દ્રષ્ટાંત અખિલ સુરાષ્ટ્ર-ગૂજરાતને પ્રાપ્ત થઇ ગયું. દીવાનજીનો અભ્યુદય અને અસ્ત એ કાલના ઇતિહાસ-કથાકારો જે ભાટચારણો તેમનાં યશોગાનના વિષયો થઇ પડયા, અને દીવાનજીની અનુપમ રાજભક્તિ, કર્તવ્યપરાયણતા અને પરોપકારબુદ્ધિ આદિ પુરૂષાર્થદર્શક લક્ષણો સુરાષ્ટ્રના ઇતિહાસનાં પૃષ્ઠ ઉપર કદિ પણ ભૂંસે ભૂસાઇ જાય નહિ તેવા ઉંડા અને અમર અક્ષરોથી કોતરાઇ જવા પામ્યાં. ઇતિહાસકાર પછી ઇતિહાસકાર અવતરશે; નવાબ પછી નવાબ જૂનાગઢની ગાદીએ આવશે; પરંતુ કેવળ કર્મનિષ્ઠ દીવાનજીની નિષ્કામ સેવાનું તેમના કોઇથી પણ વિસ્મરણ થઇ શકશે નહિ, દીવાનજીની ઉન્નતભાવનાઓનો અસ્વીકાર થઇ શકશે નહિ. સ્વર્ગસ્થ મંત્રીવીરનું પ્રસંગવશાત્ શ્રાદ્ધ થયાંજ કરશે, અને જૂનાગઢના ભાવી નવાબો તેમના ઉપકાર નીચે કાયમને માટે રહ્યા છે તેમ રહેતા પણ રહેશે.

ઉપસંહાર

છેવટે આપણે સુરાષ્ટ્રમાં નિયુકત થયલા અંગ્રેજ સરકારના પ્રતિનિધિ સર ઇ. સી. કે. ઓલિવંટ સાહેબે જૂનાગઢના મર્હૂમ નવાબસાહેબ રસુલખાનજીના રાજ્યારોહણને પ્રસંગે જે શબ્દોમાં રાજ્યતિલક સ્વર્ગસ્થ દીવાનજીના ઇ. સ. ૧૮૯૨ ના જુન માસની ૨૦ મી તારીખે યશોગાન ગાઇ એક પ્રકારનું જે શ્રાદ્ધ કર્યું હતું, તેનો ઉતારો અત્ર આપી આપણી આ વીરકથાને સમાપ્ત કરીશું.

" × × × × જે ભાગ્યનાં પરિવર્તનોને લઇને આપ નામદાર મ્હોટી સત્તા અને જવાબદારીઓનો ભાર વહવાને પસંદ થઇ

આવ્યા છે. ॥ વિષે આપ જો મનન કરશો, તે પૂર્વકાળમાં આપના કુળને કલેશ, દ્વેષ અને પ્રપંચોને લીધે સંતત વિપદગ્રસ્ત રહેવું પડતું હતું તેને બદલે આપ આપના ઉન્નતપદને અંગે રહેતી પ્રતિષ્ઠા તથા સત્તા ધારણ કરો છો, તે વેળા જે સુલેહશાંતિ પ્રવર્તી રહી છે, તેની તુલનાત્મક પરીક્ષા કર્યા વિના ભાગ્યેજ રહી શકશો. જૂનાગઢના રાજવંશનાં એટલાં સુભાગ્ય હતાં કે, ગત શતકના ઉત્તર ભાગમા જે સમયે રાજ્યની અંદર તથા બહાર કલહો તથા વિગ્રહો ફાટી રહ્યા હતા, ત્યારે અમરજી દીવાન જેવો સમર્થ નાયક તથા સલાહકાર તેને મળી આવેલો. જૂનાગઢની ગાદી ઉપર બાબીકુળના વંશજો એક પછી એક એમ ગાદીએ આવશે; તથાપિ દીવાન અમરજીનું નામ તો તેના કુટુંબની અન્યવ્યક્તિઓનાં નામ સાથે × × × નિત્ય સ્મરણમાં રાખવાનું તેમને માટે એક પ્રકારની ફરજ રૂપ થઇ પડશે. × × × ”

॥ इति ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# પરિશિષ્ટ અ.

## દીવાન અમરજીનાં યશોગાન. *

કવિત.

(૧)

કેશરી જ્યોં બાગનમેં, બાસંગી જ્યોં નાગનમેં,[૧]
બસંત રાગ રાગનમેં, કહત કવિ આન હે.
અર્ક જેસે જોતનમેં, નરમાદા મોતીનમેં,
દાહન[૨] સખોતનમેં[૩], પારથ જ્યોં બાન હે.
ભદ્ર ગંગ ગાહનમેં, ગરૂડ જ્યોં બાહનમેં,
અકબર જ્યોં સાહનમેં, ઇંદ્રકે સમાન હે.
અન્નદાન દાનનમેં, પ્રભુ નામ ધ્યાનનમેં,
એતે જ્યોં દીવાનનમેં, અમરજી દીવાન હે.

(૨)

## દીવાનજીની તોપોનું વર્ણન.

કવિત.

કહાં પીરોરી પીરોરી ઠાઠ, કિંગરારે કોટકોટ,

---

* આ લોકગીતો દીવાનજીના પોતાના સમયમાં અથવા તે પછી ...ાટ ચારણોથી લખાયલાં છે.

૧ હદ; ૨–૩ અગ્નિ સખારૂપ છે.

હાટહાટ ફુંજારીયાં. તાણી બાઝે હુક.
તું હારા સ્હેરમાં જેતરી બજારે તોપાં,
એતરી બીયારા સ્હેરમાં, નાંહીહે બંધૂક.
રામબાણ, શંભુબાણ, લીલેરી લંબચરણ,
સામેરી, મજનાં, લેલે, લીલંબારી ચોટ;
ગરંગોળ, હળાબોળ, જળાબોળ તણે ગોળે,
કેવી ધમરોળે ડીયા કોટ લોટપોટ.
ધૂધૂવાડ, હૂડૂવાડ, ગઢાંધશી, ભરંગોળી,
પ્રલેકાળ, બાર હથીભાર;
મેઘનાદ, હણુંસાદ, કડાંઝૂડ, બડામુખી,
નીરશોપી, ભેંસારોવી, સાતકોસી નાર.
જજેવંતી, રંગરાતી, વીક્ષાતી, આજ્મજતળા,
અંબુ, લંબુ, જંબુ, ફતેહ આદ હિ શક્તિ એક,
ગ્રંબાવંતી, મેઘમાળા, નવખંડ, જયાજોર,
બારફ્ફેર, ધાકા, આજ, મહેલી, જીહાજ,
હૂડૂબાજ, સમુદ્ર મોહાજ, ગડદ્ગડદ્દી,
છત્ર, જંબુરાં કેતરી ભારી નામધારી
ભારી થારે, એતરી હે નાર.

---

( ૩ ) *

કંચનકી કટારી મોજભારી અનીયારી,
નવખંડમેં ચોધારીઃ

---

* આ કવિત નવાબ સાહેબ હામદખાનજીના રાજ્યારોહણને પ્રસંગે લલકારાયલું છે.

એક નવ્વલ નવાબ, ખાનખાનાં જુકે દરબારમેં
બધાઈ અમરેશનેં;
અમ્મર અચલ આજ બહાદુર બજીર રાજે,
શિખા સીરદાર બુધસાગર બીલોલસેં;
ગુણનિધાન ગોવિંદ દેસાઇ દરબાર તેરે,
ભારતસેં ભાઇ હીમ હાશમ હીલોલસેં.
ગાદયો હેં ગુલાબ સસુજાન સેવાલાલ જૂકી,
રૂસ્તમ રંગીલ સભા કરત કિલોલસેં;
બેઠો બડબખત તખત હામંદખાન મહાબલી,
પઢે નરસંગ જસ અમરત કિલોલસેં

---

( ૪ )

કવિત *

બાતાં સાંભળી પુરાતાં થાતાં ગોંડળીકા ચોકળીચેં,
ધાતાં કર્યે આહેરાંતાં તાતાં માતાં શતાં ઘેશ;
આવી તાતાં દીએ ધાઓ પ્રજાઓ કુંભાકી આગે,
દેવડાકે ધાડપાડે, ઉજાડીયા દેશ. ૧
કણબાંકી સુણી ધાઓ, સતાબી ઉઠીયા કુંભા,
સધાયા પંડ્યાકુ લેખા બતાયા શકુણ;
કોટ છોડ દેવડેકા, પાતીમેં કહાયા કુંભે,

* આ અતિવીરરસાત્મક કવિત દીવાન અમરજીએ ગોંડળવાળા કુંભાજીની ફર્યાદ ઉપરથી ઇ. સ. ૧૮૮૦ માં દેવડાના કિલ્લા ઉપર ચડાઇ કરી તેને ઘેરો ઘાલી તોપથી ઉડાવી દઇ, મલેક સાથે ભારે યુદ્ધ કરી જયપ્રાપ્તિ કરી હતી, તે કથાને ઉદ્દેશીને કલાજી નામના ભાટે રચેલું છે.

માર્યા નાવે દીપમાલા, ભાજ બે મલુક. ૨

બાતી પાતી સુણી ઝાળ, જાવી લાગી શીશ વ્યોમ,
"બીજા કોન ભજી વિંજ્યો મોરે કોલો દોઢ;
માહા મુઇ મુડસેજી, બીયોંકો સાંભવો મટે,
કુંભે જે નીહાળ્યો જુવાનો દેવડેલો કોટ. ૩

પંડયા વીજીયોજ અતે', અસાં કે નડીએ' પાર,
ધોવરાજી, ઉપરેટા નીચાં ગોંડલી ઘરંત;
પ્રુંજો એક અમરેકુ, બીયો તો અલાલો પ્રુંજા',
ત્રીએ ડીયાં ઘોમીડીયા રાતમેં તુરત." ૪

કાસીદીયા આયા ધાયા, કુંભેકું કહાયા,
દેવડેકા સીંધી બંકા બંકા હે દુરંગ;
ઘાટી ઝાડી આડી ઓત, કઠેહુ ન લાગે ઘેર,
સીડો લાગ લગે ન કો, લાગહી સુરંગ. ૫

વિપ્રકું બુલાયા કુંભે સલુકારાં કેણુ બુજે,
અખરે કરે ઓકાઈ ઠાકરા ઉપાય;
માંડ કરી સલા પાયા, રાખસી બતાયા મોત,
પરાં દુઃખ ગાવાં જાવા અમરાકે પાસ. ૬

કીયા મેળા ભેળા લોક, ફરીયાદ આયા કુંભા,
પણ કુંભા ઉભા ઉભા ઢળકકે પલક;
" કાંઇ કહું ઘણીઘણી ! અસી ન સુણીતી કઠે, "
" મલુકે ઉવાસ્યા માહારા વાસીયા મુલક. " ૭

" પેશકરી થાને ડીયા ચોર ઘડી માગે પેશ, "

" ન રૂકા સાંભળે સાંભળે તુતા નાગરા નરેશ !; "
" દેશ માહારો નાંહી કાંઇ, એ તો સબી તારો દેશ,
" રેશ શેશ બશે દેશ ધણી અમરેશ. " ૮

" બ્રામણ્ા ચારણા ભટાં ફકીરાં સતાવે બોત, "
" કરે તાતાં હોત બોત ગાયોંકા કમોત; "
" ઘરમાંકા રૂપ સુણો પુરાણી નાગરાધીશ !, "
" સીંધવા કાઢજે પરાં જાડાં પાડાં સોત. " ૯

" રાજનીતિવાળી વાત ધરોજુ આપરે રહે, "
" હોત બાગાં માલીવાળાં રાજમેં હરૂર; "
" જાકાં ડાળાં વળે તાકું ટેક દે કરવો ઝલાં, "
" જાકાં ઉંચા વધે વાકું કાટવો જરૂર. " ૧૦

સાંભળી કુંભેકી કથા સામ સાથ કીધા સલા,
ભલા ગલા કરે આયા આપરે ભવન;
કરી બેહુ બાદાં બાદા વિપ્રકું બુલાઈ કીયા,
હીંગલાજદેવીવાળા, ઇષ્ટકા હવન. ૧૧

શકતી ખરંગા પાય, અમરે બુલાયા સેન,
બીડંગા પલાણે ચંગા તંગા તાણે બેશ;
જીતજંગા અગાંખંગાં કસીઉં કમરાં જડે,
અભંગા સજોડે ફોજાં ચડયો અમરેશ. ૧૨

ધીઃ ધીઃ કારાં ધરાંપરાં ત્રંબાલાંકી બાજે ઘોષ,
સરદારા વહે લારાં, અસવારાં સાર;
કેતરા હી પ્યાદા ચલે, ઉંટ ઢલે વહે કેતા,
આરબારાં હુંગાઢુંગા સાલરે અપાર. ૧૩

વહંતા આવીયા ગેલે સુધા છેલે ઢેલે બાજ,

બોલીયા ગોવિંદા મલી કરી હેતબાત;
પ્રાતઃ જોડે ભીમકના રંગનાથ જતી કના,
સાત પાંચ મલે હોય દલાંકા સનાથ. ૧૪

અમરા ગોવિંદા બન્ને વરદાયો ભાઈ એમ,
કીયા રૂકા મલુકાકું ' છોડદેબે કોટ;
'કોટ છોડે નહીં તો તું લડેકા સામાન કરે,
નીકા પાડકે કરૂંગા તોપે કોટ લોટપોટ. ' ૧૫

સાંભળી મલુકા તુકા રૂકાકું ચડાયા શીશ,
બુકાંસે અસાચી કરો ગાલી ચોંદા બોર;
હાતે બીઓ અયે તડે, કબુલાં તીની કે આઉં,
જડે ધણી અયે તડે હણુ કેડો જોર ? ૧૬

બીયા જે બડીંદા સેંતા ધણી જે ઉપરે બાવા,
કરે કેર બીયો હણે અસાપે કુમક;
ડીયા વેઢ ધારૂં તોતાં આંહીંકે ઠપકો ડીયો,
નવાબે જો ઉજારીઆ તારા રે નીમક. ૧૭

લડાઈકી સુણી બાણી કુરાણી અમરે લાગા,
ત્રંબાલાં સુરાગાં બાગા લાગાં સિંધુ તુર;
ઉઘડી ત્રિજટીતાળી, હુંમવાળી બીયા ઈશ,
સાકણીકા બાગા ડંકા, બીર હક અસુર. ૧૮

ઝુઝાલાં ધકાવે સેન, અમરા ક્રોધમેં આલાં,
કાળી સુંઢવાળાં જુથ મોઢાં આગે કીધ;
કીયા ખડા ડેરા આણી મીણસાર કેરે કાંઠે,
દેવડાકોં હેરાફેરા ચોહે ફેરા દીધ. ૧૯

પાડી બના ઘટાકટા કીયા લઈ પાદરપટા,

બન્યા મોરચાકા ઘટા પ્રજામેં બખાન;
બાજે તોપ હુડુડુડુ, સડુડુડુ ગોલા બાજે,
બાજે પડે ખડુડુડુ કોટકા પાખાણુ. ૨૦

વૃશાલાં લોહાલાં ખીચ, સાલાહુલા બોલબોલ,
વહે રગતાલાં નાલાં ઉતાલાં વહુંત;
નડાં ખડા ભરે ગાડાં, હુડા ગડાં મુડાં નરાં,
લલા વલાં પલાં ડલાં સમળા વહુંત. ૨૧

જાણે ભતાં અખાં પખાં અન્ય પખાં સખા જગે,
કોટકા અસંખા સખા રસંખારી કેવ;
હરખાં હરખાં સેન, જખજાં ભુપત હુવા,
બખાણે અભખા ભખા અસંખારી બેવ. ૨૨

ફલે ટીલાં લીયા ભલા, અજાજી બોલીયા ફલા,
સલા હોલ હુંઇ, નહીં બાતકા સલુખ;
પડયાં શીશ ભલાં ભલાં, ફલા મીન ઠેરે પાઓ,
મુકી કોટ ભાગા આધી રાતકા મલુક. ૨૩

દેવડે બીઠાયા થાના, ખાનકી ફીંરાઇ દવાઇ,
એસી તેગ બજાઇ તેં નાણોટી અભંગ;
પ્રજામેં બધાઇ હુઇ લોકલાઇ સુખપાઇ,
જીત જાઇ બન્ને ભાઇ મરદાઇ જંગ. ૨૪

પાય પરે જમીદારાં આપરે કરે બો પેશ,
સવાઇ આપરે દેશ સામસે સદલ;
કેસરી બાકરી દોઉ નીર પીવે એક કુંડે,
એસા કીયા કુરાણીને ધરામેં અદલ. ૨૫

બંકાકું પધારે હામદખાનકા દીવાન બંકા,

નર ૪ર જોડી કહે આપકું નમેશ;
પ્રાગહરા ગઢાં આયા, પાડોશીએ ફતેહ પાયા,
હીંગાલી પ્રતાપે જીતે કુરાણી હમેશ. ૨૬

---

( ૫ )

કવિત. *

થાપ્યો હે અચલ ઇશ ભૂજ વરદાય,
નાગર નિરંદ ચંદ સોરઠ સુદેસકો;
બાની કવિ ચિત્રચિત્ર લિખ્યો હે લલાટપટ,
ધરમધુરંધધીર લાયક લઘુવેસકો.
દાયેમ દિવાન પર મન પર પુરન હે,
આહાબતકે રાજકાજ સમૃત સુરેસકો;
આજી કે નરેસ દેસ ભરે દેસનકે,
દેખો અમરેમ જાયોં લેમ ન કલેસકો. ૨૪.
કોણુ સમશેર કરે તેરી સમસેરનકી,
જહાંજહાં અરે તહાં જે પતિ હે જુધકો;
ધન ધસ્યો ધીર બરબીર જગતીન જાતિ,
ભવ લે બંડાર તો સમાપ્યો સ્ધ્યરિધ્યકો;
દાતા દુજ રાજકાજ લાયક હે લાલબંસ,
આદિ એસરાફ હે સરાફ કુલ સુધ્યકો.
અમર અથા અગાજ સોભાકો સમૂહ સાજ,
નાગર ઉજાગર હે સાગર સુબુધ્યકો. ૨૫
ડાંડન ઉડંડ પરચંડ ખંડખંડનમોં,

---

* અપૂર્ણ હાથ લાગ્યું છે.

નામે સીસ નૃપત ગુમાન તજી આપકો;
મારી ખગધાર જલધારમેં બહાય દેત,
બચે સો ઉચરન ગહન ચુપચાપકો;
કહે નરસંઘ કોન ભયે એક અંક જહાં,
કલપલતાકે પર પલ્લવ છાપકો;
રાજેરૂખી રાજમહારાજ આદિ ઇસુરકો,
અમરજી અચલ પતાકા હે પ્રતાપકો. ૨૬

કાહા રાજા કાંહા રાઓ ભીંમીઆ અનેક ભાઓ,
કેહે સુરાસુર એં ધરાપતિ હાલ હે;
દેત હેં અસીસ જુગ બીસ જીયો ઘનાધીસ,
પરમ પુનિત પેખ્યો પ્રજાપતિપાલ હે;
ધન્ય અમરેશ તેંગ નીમકો ગુમાન ગાંજ્યો,
ફારક ફીરા એસે ન કૂટ કરવાલ હે;
કેહે નરસંઘ નર નાગર નિરંદ ભયો,
સોરઠ સુદેશકો દિવાન દિગપાલ હે. ૨૭

કવિજન કાહા બીરત કરે બડાઇ મહારાજ,
મીંનોના ગતિ છ કહે નવકુલ નરેસકો;
વિષધર ધરાધરકી ધાર કોંન સહે ભુપ,
વાહી કોન કરે વાદ આપ અવનીસકો;
કહે નરસંઘ તાકે કોન સમપર આવે,
તાકે સીસ અંકિત હે પદ પરમેસકો;
જરે અરિ જ્વાલ વિકરાલ કાલકૂટ કેસી,
વ્યાલકી મરોરે એસો રોસ અમરેસકો. ૨૮

ખંડેખંડે અરિનકો, પલમેં પછાર ડારે,

બહાદ્દર બજીર વીર પ્રબલ પઠાનકો;
ઠાયઠાય ધુંગસો સુરંગ અંગ અંગ દે દે,
ઠોરઠોર ઠાઠો દલદંગલ દિવાન કો;
પોસીતરા કોટ લોટપોટ કીયો ચડીચોટ,
વિકટબ ઘેર ઘેર ગંજન ગુમાન કો;
કાંપે દેસ દેસ કે નરેસ અમરેસ તાપ,
ઓખા મારી જોખા જરિ મેટયો હે જીહાંનકો. ૨૯

કુચ્છપતિ પ્રુજે રાઓ, દછની ન ઘરે પાઓ,
ભુપનસેં રચે દાઓ નાયક અનોખાકો;
કાબીલ લોં ખુરાસાન લાહોર ઓર સુલતાન,
બીંદરી નમાવત ઠીકાના જીવ જોખાકો;
પોસીતરાકોટ કૂટ લેગ મારી લીઓ લૂટ,
જામપતિ રાખી સામ હાર્યો દિલ ધોંખાકો;
અંમર, પ્રતાપ આપ જયકે હિંગોલ જાય,
કુંવર કે નંદ તેં ઉતાર્યો મદ ઓખાકો. ૩

હાટી, કાઠી, બાબરિયા મેર બઘેર જેર,
સુની કે અવાજ માન ગંજત મરદકે;
હાલા, ઝાલા રહે હારી ભાગી ફરે ભીલવાર,
લેતહે ઉડંડીડંડ સાહુકી સરહદકે;
અંમર અચલ અંશ પ્રગટયો હે પ્રાગવંસ,
કુંવરકો નંદ ફંદ કાટત દરદકે;
ગાજત સધન જેસેં સામ જસ પઢત તેસેં,
બાજતે નગારે એસે નાગર નિરંદકે. ૩૧
ભોમીયા અનંમી ભૂપ નમાયે સબ સોરઠકે,

હુકમ સવાય કીનો ખાવંદકી બાતકો;
વિકટ તુલાજા જાકોં સંકમાને દછન લો,
વાંકો કરવાન કૂટ લૂટ લીની ઘાતકો;
બખત બિલંદ નંદ કુરજીકો સામ કહે,
સદા તપતેજ રાજે તુલજાઇ માતકો;
દેસપરદેસકે રાના ઓર રાઓ બદે,
અંભર રહાયો નીર નાગરકી નાતકો. ૩૨

સાધ્યોહે ધનુરમંત્ર એસો કર અમરેસ,
સકલ નરેસ બસ ભયેહેં બિદારથી;
રચ્યો રઘુનાથ સમરાએ નિજ હાથ હાથ,
સધર્યો સવારથ પરમ પરમારથી;
પર ઉપગાર, પરદારસોં ન લાગ્યો પ્રેમ,
નેમ નરસિંધ પરકાજ પુર-સારથી;
પરમ ઉદાર જંગ જંગનકો જેતવાર,
દરસેં દિવાનમેં ન સુરત મહારથી. ૩૩

બાબીકે પ્રતાપ તેં બઢાયો બલવીર,
બીરદીન ભયે તીનમીન માન સારધારમેં;
જેપત કરીહે જેતપુરકી લરાઇ જેર,
ખેલ્યો મૃગરાજ જેસે સારંગ સીકારમેં;
ઓ હદે અનુપકે તે કુદી કુદી પરે કૂપ,
ભેચક ભયેહે ભૂપ ધોંગધુર આલમેં;
ખેલ્યો સેન સાગરમેં નાગર નરેસ ભળી,
શોનિતકી સલિતા બહાઇ વાર પારમેં. ૩૪

આરી અરિ ફારી થાપ થાપસોં વિખેરી ડારે,

માનો મૃગરાજ આયો અબત પહારસોં;
કોપકે કુલંગમેં ઉતંગસો ઉલંઘ ધાઓ,
કીધો બાજ સાજ પછ ભેદે ભીર ભારસોં;
ગાજસોં ઘટામોં કૂદ પર્યો બીચ છટા જેસે,
જારે ભૂવપાલ જવાલ કાલ વજધારસોં;
દેસ ઓ વિદેસ અમરેસકો પ્રતાપ બાઢયો,
ઉત્યોહે દિવાન જંગ કોપ કરવારસોં.

---

( ૬ )

છપ્પય.

દેસપતિ દીવાન મત્ત માહાબતકો કાજે,
આઢો ઉતેગ નીમ, ધસ્યો સમરકો સાજે,
જેમ છાડી જાદો જબેં ભાજી ગયો હે ભોર નિસ,
બાબીકે બાને તકો બઢયો ઠોર હી ઠોર જસ;
મંગલપુર કીધ માત, વિકટ વેરાવલ લીનો,
દીવાસા દલ મહ્યો સીલ સેનાબસ કીનો;
તુરત તુલાજા તોરી મીન માલિયા મનાયો,
જામજાતિ આપનો રાહકો રાહ લગાયો;
બાબી મહાબતખાન બર બહાદૂર બહાદૂરખાન સુત,
ગઢેગંઢ ગુજરાતલોં દિગજે કરી દીવાન હુવ;
દેવનગર દુજરાજ ભલો વાંસ્યો બડ ભાગી,
ખાગસરી શ્રીકાર અવની ઓપે અનુરાગી;
હરિદાસ ગોવિંદકાજ કીને કણસાગર,
કણબી બોત બુલાય કાટ મેટયો ગિરજંગર,

જંગલમેં મંગલકીયે નાગર નવલ નરેસતેં,
તસુરલ સુર નાસતેં દૂરે ફીરે દસ દીસતે.
સંવત અષ્ટદશ એમ બરસ ઉત્તમ અઠતીસ,
શ્રાવન સુદી સપ્તમી વાર સુર ગુરૂ કે દીસે.
રચ્યો સેત ગોકરન નૃપત નાગર નિરધારી,
કુંવર સુત ગોવિંદ અમર કીનો અવતારી;
નંદીગન ગનપતિ નિરખ પુત્ર નિસાયે પાસ હે,
ઉમાઇસ આનંદ ભયો-કી દુજો કઇલાસ હે.

---

( ૭ )

કુંડળિયા.

અંમર અમરજી કીયો નવ સોરઠકો નામ,
કલિમેં કુંવર પાલકે, સદા ધરમકો ધામ.
રામ નગર સો આગે દિન પ્રતિ સંકર દામ,
વિપ્ર વસુધા લોં ભાગે,
માધો વછ મહંત કીયે કવિજનકો ચંમર,
પ્રાગબંસ પર સઘ્ય અબ પ્રગટયો કુલ અંમર.

---

( ૮ )

દુહો.

આ કલિમેં હે અમરજી, અવતારીકો અંસ,
પ્રગટયો પૂરન પુન્ય તેં, વડનગર કે વંસ.

### દુહા

કુંભા ! કદીએં ન ત્રોડીએં, નાણાવટીશું નેહ,
ડાલર તાહળો[1] દેહ[2], ગરવાપત્ય ગાંજે નહી. ૧

કુંભા ! કુંવરજીકુંવરને, સેડયે[3] સુખ ન હોય,
નાગ, નાગરને નીલકંઠ, એને ડંહ્ય[4] ન છેવે કોય. ૨
ધોરાજી નાળ્યું ધ્રૂબકે, જૂને પૂગ્યલ જાણ,
તેરાંતો નવ હાથ નાગરરાણ, અમરો હાવજ[5] આવીઓ. ૩

અમરો દળ લી' આવીઓ નવેગઢ નરવાણ,
કુંભાકટક લી' આવે ખોવા ધન્યની[6] ખાણ્ય. ૪

તરવરીઆ તેગેં રમે, જાણે[7] વીજ ઝણુકા થાય,
કુંભા ભીણ ભણાય, નકેં મારહો નાણાવટી. ૫

બાબી બંધૂકાં હોંપદી, મેલા મૈયા મકરાણ,
રધ્યનો નાગરરાણ, અમરો હુલો અમીરસે. ૬

અમરા અરિ જોઇ ઇયા, મનમાં કરીને કોડ,
હાર્યા ભુપત હોડ; દેખત હુલા દીવાનજી. ૭

ધોરાજી વેરા ઉમટયા, બોલે તોબાંને ત્રાય,
ન કરીએં નાગરરાઇ ! કોપ આવો કુંભા પરે. ૮

૧ તાહરો; ૨ દેશ; ૩ છેડે; ૪ ડસવાથી; ૫ સિંહ; ૬ ધન; ૭ મારશે

રણયમેં ઘોડાં રડવડે, કઇ અમીર અહારાણ,
પંડયમાં લીંનેં પ્રાણ, નાઠાં અરિ નવાબ તણાં. ૯

રાખેંગારના રણય તણી, તરહી હુંતી તેગ,
અઢળક નાગર એક, કુંભાસેં ધીગાણો કીયો. ૧૦

ટાણું ટીંટોડય નખતર તણું, રાજી હહે રવ[૮]નાથ,
એ દન અમરો જ[૯]નમીઓ, જેને જગત્ય જોડે હાથ. ૧૧

નાણાવટીમાં નીપજ્યો, કળવંત નાગર કોઈ,
[૧૦]હર્યની કીરપાએ હોય, અમરો અજાનબાહુ હેં. ૧૨

હાથીના પગ હેઠ, કીડી જીં આવે કની,
[૧૧]નાગર અમરો નેહ્ય, મોટાંથી મરીએ નઈ. ૧૩

દહ આંખ્યું દીવાન, અમરેસ અંગ તાહુળે,
રધ્યની નાગરરાણ, નવખંડે પુગે નજરય. ૧૪

---

૮, સુર્ય; ૯, જન્મ્યો; ૧૦, હર; ૧૧, નહિ.

# પરિશિષ્ટ વ.

## દીવાનજી વિષયક કેટલીક લોકકથાઓ.

### ( ૧ )

એવું કહેવાય છે કે, દીવાનજી અમરજીના પિતાનું કુટુંબ બહુ સારી સ્થિતિમા ન હતું ! પણ દીવાનજી એકવાર પ્રભાસપાટણ સમીપ આવેલા પ્રાચીતીર્થની યાત્રાએ પોતાની લગભગ સોળ વર્ષની વયે જતા હતા. તે પાટણપુર પાસે થઇને જતાં તેમને ક્ષુધાતૃષાની અતિ પીડા થવા લાગી, તેથી તેમણે પાસે ઉભેલા શેરડીના ખેતરમાંથી એ સાંઠા ખેંચી કાઢી ખાવા માંડ્યા. આ ખેતર એક આહેરનું હતું. તેને આ વાતની જાણ થતાં તે એકદમ દોડી આવ્યો, અને અમરજીને પકડી, તેના હાથમાંથી તે સાંઠા ઝોંટી લઇ તે વડેજ તેનો તેણે ખુબ પોંખ પાડ્યો. અમરજી આ પ્રમાણે માર ખાઇ, નિરાશ થઇ છૂટ્યા, અને પાટણના પાદરમાંના ભાલકાના તીર્થ વિષે જઇ પહોચ્યા. ત્યાં એક બ્રાહ્મણ રહેતો હતો તેણે તેમને એક તુલસીપત્ર આપવા માંડ્યું. પરંતુ અમરજીએ તેને ઉત્તર આપતાં જણાવ્યું, ' હું નાહ્યો નથી, તેથી સ્નાન કરીને તે લઇ શકું.' આ ઉત્તર તથા અમરજીનું બીજું વર્તન જોઇ તે બ્રાહ્મણે તેમને કહ્યું: ' તું ઉગ્રભાગી છે તેથી તારી ચઢતી થશે. ' પછી અમરજીએ સ્નાન કર્યું, પરંતુ તુલસીપત્રનો સ્વીકાર કરવાનું યોગ્ય વિચાર્યું નહિ. બ્રાહ્મણે કારણ પૂછતાં તેણે તેને જણાવ્યું કે, બ્રાહ્મણ તુલસીપત્ર આપે તો તેના બદલામાં કંઇ દક્ષિણા આપ- જોઇએ; પરન્તુ પાસે કંઇ નથી તેથી તે લેવાય તેમ નથી. બ્રાહ્મણે

કહ્યું: 'આ તુલસીપત્ર લ્યો; તમે ઉચ્ચભાગી છો, તો ઉદય થયે મને સંભારીને દક્ષિણા આપજો.' પાછળથી અમરજી પોતાનું વચન પાળી શક્યા કે નહિ તેની જોકે ખબર નથી મળી શક્તી, તથાપિ પોતાનો ઉદય થયા બાદ તેમણે પેલા ખેતરના માલીક આહેરનું ભલું કરી આપ્યું હતું તે ઉપરથી તે બ્રાહ્મણને તેઓ ભૂલ્યા નહિ હોય એમ અનુમાન કાઢી શકાય છે. અમરજી પાછળથી માટણ ગયા હતા તે સમયે પેલા શેરડીવાળા ખેતરના આહેરની તેમણે તપાસ કરાવી હતી. તે આહેર જીવતો હતો, તેથી તેને બોલાવીને તેમણે પૂછ્યું: 'તેં અમુક સાલમાં તારા ખેતરમાં શેરડી વાવી હતી?' તે આહેરે હા પાડી. પછી તેમણે પૂછ્યું: 'તે વખ્તે તેમાંથી કોઇ શખ્સે ચોરી કરી હતી?' આહેરે કહ્યું: 'હા.' દીવાનજીએ પૂછ્યું: 'તેં એને માર્યો હતો?' જવાબમાં તે ગરીબ આહેરે હા પાડી. 'તેં જેને માર્યો હતો તેને તું ઓળખે છે?' દીવાનજીએ પૂછ્યું. 'ના' તે આહેરે જણાવ્યું. દીવાનજી તે વારે બોલ્યા: 'તે હું પોતે છું.' આહેર આ સાંભળીને થરથર કંપવા લાગ્યો, અને માફી માગવા મંડી પડ્યો. પરન્તુ દીવાનજીએ તેને ધીરજ આપી તેને પેલું ખેતર હમ્મેશને માટે ગ્રાસમાં માંડી આપ્યું.

---

## (૨)

એકવાર દીવાનજી માંગરોળ જતા હતા. તે સમયે તેમને માર્ગમાં અતિ તૃષા લાગી. માંગરોળ જતાં સીમરોળી ગામ આવે છે, ત્યાં તેના પાદરમાં થઇને જે રસ્તો જતો હતો ત્યાં એક બ્રાહ્મણ મુસાફરોને પાણી પાવા માટે પરબડી માંડીને બેઠો હતો, તેણે

દીવાનજીને ઠંડું પાણી તથા સાતુ આપ્યાં. આવી એ બ્રાહ્મણની પરોપકારવૃત્તિ જોઇને દીવાનજીએ સીમરોળી ગામમાં ભાટ હતા તેમાં તે બ્રાહ્મણનું નામ પણ નાખી આપ્યું હતું.

---

( ૩ )

ધોરાજીને કિલ્લો બાંધ્યા બાદ ગોંડળવાળા કુંભાજીએ દીવાન અમરજીને તે કિલ્લો જોવા ધોરાજી વિષે આમન્ત્ર્યા. વાતે વાત નીકળતા દીવાનજીના મન ઉપર ધાક બેસાડવાના ઇરાદાથી કુંભાજીએ દીવાનજીને પૂછયું: " કાકા આ કિલ્લો કેવો ? " દીવાનજીએ ઉત્તર ન આપ્યો. એટલે કુંભાજીએ ફરીથી પૂછયું: " કાકા; આ કિલ્લો કેવો છે ? " દીવાનજી બીજીવાર ચૂપ રહ્યા. એટલે કુંભાજીએ ત્રીજીવાર પૂછયું: " કાકા આ કિલ્લો કેવો છે ? " દીવાનજીએ એથી ગુસ્સે થઈ જવાબ વાળ્યો: " ભત્રિજા, કિલ્લો એવો છે કે, કાકો કોઇક દિવસ તે ઉપર ખાસડા ટાંગશે. " આથી કુંભાજીનો અહંકાર ગળી ગયો, અને દીવાનજીના નામનો ભય તેને વ્યાપી ગયો.

---

## જ. પુ. જોષીપુરાકૃત અન્ય પુસ્તકો તથા તે સંબંધી કેટલાક અભિપ્રાયો.



| | | |
|---|---|---|
| | ૧ The Life and Teachings of Narsinh Mehta | ૦—૩—૦ |
| § | ૨ ભક્તકવિ નરસિંહ મહેતા—તેમનું જીવન તથા કવન | ૧—૦—૦ |
| ,, | ૩ ભક્તકવિ ભોજલ ... ... ... ... | ૦—૪—૦ |
| ,, | ૪ કાવ્યકલિકા ... ... ... ... | ૦—૫—૦ |
| ,, | ૫ સચિત્ર સાક્ષરમાળા ... ... ... ... | ૨—૦—૦ |
| * | ૬ વાણિજ્યશાસ્ત્ર ... ... ... ... | ૦—૨—૦ |
| * | ૭ મૉન્તેનના નિબંધો ... ... ... ... | ૦—૧૩—૦ |
| * | ૮ અંગ્રેજી સાહિત્ય અને પુરાણકથા ... ... | ૦—૦—૦ |
| * | ૯ આપણા અંગ્રેજ બંધુઓ | |
| * | ૧૦ અલકાનો અદ્‌ભુત પ્રવાસ | |
| * | ૧૧ મધ્યકાલીન અને અર્વાચીન યુરોપ | |
| * | ૧૨ હિંદુસ્થાન તથા યુરોપની પુરાણકથાઓની તુલનાત્મક સમીક્ષા | |
| * | ૧૪ પૃથ્વીપરની જાતિઓ અને તત્સંબંધી વિચાર | |
| | ૧૫ સાક્ષર સુધારક મણિશંકર કીકાણી ( ત્રીજી ગૂ. સા. પરિષદ્‌થી સ્વીકૃત; પણ અપ્રસિદ્ધ ) | |

* આ પુસ્તકો શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસ ખેલ સમશેર બહાદુર એઓશ્રીની આજ્ઞાથી તૈયાર કરવામાં આવ્યા છે. તેમાંનાં કેટલાંક પ્રસિદ્ધ થયાં છે, અને કેટલાંક હવે થશે.

§ પુસ્તક ૨—૫ વડોદરા તેમ ઇતર રાજ્યોમાં તથા પુસ્તક ૨ અને ૫ બ્રિટીશ રાજ્યમાં ઇનામ, પુસ્તકાલયો માટે મંજુર થયાં છે.

# કેટલાક અભિપ્રાયો

---

## નરસિંહમહેતાનું જીવન તથા કથન.

૧ રા. ના. છગનલાલ હરિલાલ પંડ્યા બી એ –" Very creditably and admirably written Deserves publication I never expected to find such a high range of critical faculty and appreciative talent in such a modest attempt like this "

૨ રા. રા. કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા બી એ –" નિરભિમાનતાની છાપવાળો તથા મનોહર છે ગૂજરાતના ભક્તરાજના ઉપલબ્ધ જીવનવૃત્તાંતના તથા તેમનાથી લેવા યોગ્ય શિક્ષણના વર્ણનમાં આદિથી અંત સુધી રસનિષ્પત્તિ સારી રીતે કરવામાં આવી છે x x એ નિબંધ ગૂજરાતી સાહિત્યમાં પ્રતિષ્ઠાપદને પ્રાપ્ત થશે "

૩. રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા બી એ. —" I have carefully read the Life and Teachings of Narsinh Mehta so ably written in Gujarati by you. Evidently you seem to have bestowed great care and thought on the subject x x you have eminently succeeded in sifting all the available evidence with an unbiassed mind, and arriving at impartial conclusions The balance of mind which is necessary for divorcing criticisms from bias is rare indeed. Let me, therefore, congratulate you on your endeavours to free your criticisms from the bonds of preconceived ideas." 3-4-08 Nadiad

૪. રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડીઃ–" × × × × There are passages, I might say, pages in the book-and they are not a few, which rise almost to the sublime. × × You have, I admit, pleaded you cause (the assignment of authorship of Har Mala to Narsinh Mehta) most ably and most skilfully, and were there not scholars like Kavi Narmadashanker and R. B. Hargovinddas opposed to you, × × I am sure you would carry conviction to the mind of every unbiassed reader. × × ( *This is* ) a work which I sincerely put on a high level both as regards its subject and its treatment. × × Allow me to congratulate you on your essay on Narsinh Mehta × × which gives ample indications of the coming Man whose scholarship no doubt will enrich our language, and whose analytical powers will *in time to come secure for him a high place* as a critic among the scholars of Gujarat × × × "
5 5-08, Surat.

૫ બહાઉદ્દીન કૉલેજ મેગેઝાઇન વૉ ૨; નં. ૧ ઑગસ્ટ, ૧૯૧૫:– × × × × × (ગૂજરાતી પ્રેસમાંથી પ્રસિદ્ધ થયલા નરસિંહમહેતાકૃત) કાવ્યસંગ્રહમાંના જીવનચરિત્રમાં જે જે વિચારમાળા ગુંથવામાં આવી છે તે ઉપરથી તેમજ ( મેગેઝાઇના પૃ. ૧૩–૧૪ ઉપર ). અવતરણમાં મુકેલાં વાક્યો ઉપરથી અમોને સ્પષ્ટ જણાય છે, કે રા. જોષીપુરાકૃત નરસિંહમહેતાના જીવનસંબંધનાં પુસ્તકો વાંચ્યા વિચાર્યા બાદ સ્વ. ઇચ્છારામે પોતાના વિચારો (બૃહતકાવ્ય દોહન ભાગ બીજામાં છે તે)

બદલ્યા છે × × × રા. જોષીપુરાની ભાષા, શૈલી તથા વાદપદ્ધતિની સર્જિક છાપ કાવ્યસમદમાંની જીવનકથા ઉપર પડી છે, એ બીના સહજ સમજી શકાય તેવી છે.

## ભક્તકવિ ભોજલ.

૧ રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી:—" × As for your Bhojal, I can't help saying that you have put the Gujarati reading public under a debt of gratitude by writing his life and unearthing several interesting facts bearing upon it. Your ભક્તિ પરીક્ષા on pp. 13-19 is really સુંદર તેજ પ્રભા as I noted in the book × ×. In કવિ રૂપે ભોજલ × × you have shown પ્રશસ્ય વિવેચક બુદ્ધિ. Again at pp. 42-43 I have noted that આ બે કડીઓનો અર્થ બેસાડવામાં વિવેચકે અંતર્પ્રવેશ કર્યો છે, અને વખાણવા લાયક બુદ્ધિબળ અને ભાષાજ્ઞાન બતાવ્યું છે. × ×" તા. ૩૦—૩—૧૧, સુરત.

૨ કેળવણી આશ્વિનઅંક, ૧૯૬૬:—" ભોજાભક્તનું વિવેચનરૂપ ચરિત્ર આ પુસ્તકમાં વર્ણ્યું છે. એમાં ભોજાભક્તનું ભક્ત તરીકે તથા કવિ તરીકે રસમય શૈલીથી વિવેચન કરવામાં આવ્યું છે. ભોજાભક્તની ભાષા વિષે પણ સારું વિવેચન કર્યું છે. રા. રા. જોષીપુરા જેવા વિદ્વાન લેખકને હાથે લખાયલો આ નાનો નિબંધ પણ ગૂજરાતી સાહિત્યમાં પ્રેમ ધરાવનારા વર્ગને જરૂર ઉપયોગી થશે."

૩ બુદ્ધિપ્રકાશ, ડીસેંબર, ૧૯૧૦;—" આ નાનકડું પુસ્તક વાંચ્યા પછી અમારે કહેવું જોઇએ કે, મી. જોષીપુરાનો પ્રયાસ સ્તુત્ય અને અનુકરણીય છે. ગૂજરાતી સાહિત્યમાં ચારિત્રનાં પુસ્તકો બહુ થોડાં છે, અને કવિચરિત્રોનાં પુસ્તકો ક્વચિત્ મળે છે. સાધન અને અભ્યાસના અભાવે અને શોધખોળના ખંતની ખામીને સબબે આપણા પ્રાચીન કવિઓનાં ચરિત્રોથી આપણે કેવળ અજ્ઞાન છીએ, તેથી એ દિશામાં

જે કંઇ જાણવાનું મળે, જે કંઇ નવીન પ્રકાશ બહાર આવે તે આપણે ઉપકારસહ સ્વીકારવું જોઇએ. × × મી. જોષીપુરાએ × × ભક્તકવિ નરસિંહમહેતાના જીવંન અને કવન વિષે ×× એ સુંદર, વિદ્વત્તાભરેલો નિબંધ પાશ્ચાત્ય પદ્ધતિ પર વિવેચકદ્રષ્ટિથી લખ્યો હતો, અને તે ચોતરફ પ્રશંસા પામ્યો હતો. આ પ્રસંગે × × × ભક્તકવિ ભોજલનું બહુ સારી અને સરલભાષામાં ટુંકું જીવનચરિત્ર આલેખી, તેનાં કાવ્ય તથા ફીલસુફીનું સંક્ષિપ્ત પણ અસરકારક રીતે નિરૂપણ કર્યું છે. × × અમારા વાંચકોને એ પુસ્તક વાંચવાની ભલામણ કરીશું. ”

## કાવ્યકલિકા.

૧. **પ્રજા બંધુ**, ૩૦—૧૦—૧૨:—“ કાવ્યો આંતરબાહ્ય સૌન્દર્યવાળાં જોવામાં આવે છે. વાણી તથા ભાવ ઉભયમાં સૌન્દર્ય વ્યક્ત થાય છે. ×× સઘળી કવિતાઓમાં કંઇકને કાંઇક ખુબીનો ભાસ થાય છે.× ×”

૨. **શિક્ષક**, માર્ચ ૧૯૧૧:—“ કવિતાઓ ભાવ, કલ્પના, અને પદલાલિત્યમાં ઉંચે સ્થાને છે. × × કાવ્યો નવા પ્રકારથી પ્રકાશે છે. × × કાવ્યકલિકા એ ગુજરાતી કાવ્યકલામાં એક સુંદર અને સુગંધિત કલિકા ઉમેરી છે. × × ”

૩. **મહાકાલ**, ભાદ્રમાસ, ૧૯૬૭: “ × × ઉત્તમ કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઉત્તમ કાવ્યો લખવામાં જેમ કવિમાં પ્રતિભાની આવશ્યકતા હોય છે તેમ તેમને **યથાર્થ** સમજવામાં વાચકમાં પણ ઉચ્ચપ્રકારની બુદ્ધિની આવશ્યકતા હોય છે. પ્રસ્તુત ગ્રંથમાં સમાવેશ કરવામાં આવેલાં કાવ્યો સામાન્ય મનુષ્યોથી ગરબીઓની પેઠે ગડગડાટ વાંચી જવાય તેવાં નથી, પરંતુ ધૈર્યથી તેમાં ઉંડાં ઉતરતાં તેમાં રહેલા **ઉત્તમ** રસનું ભાન કરે તેવાં છે.

૪. **મોડર્ન રીવ્યુ**:—“ × × × There are flashes of real poetry in it. × × ”